# હેમચંદ્રાચાર્ય




સોલ એજન્ટ

ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો : અમદાવાદ.

# પહેલી આવૃત્તિનું અર્પણ

શ્રદ્ધેય વયોવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ પ્રવર્તક
શ્રી. કાન્તિવિજયજી મહારાજને
સપ્રેમ અર્પણ
[ શ્રી આત્માનંદ જૈન શતાબ્દી સમિતિના સભ્યો ]

# લેખકનું નિવેદન

## [ પ્રથમાવૃત્તિ પ્રસંગે ]

શ્રી. આત્માનંદ જન્મશતાબ્દી સ્મારક સમિતિ તરફથી શ્રી. ફૂલચંદભાઈએ પ્રેમપૂર્વક મને આ પ્રકારનો ગ્રંથ લખવાનું આમંત્રણ આપ્યું ત્યારે એક તરફથી જેમ એમના પ્રેમનો હું અસ્વીકાર કરી શક્યો નહિ, તેમ બીજી તરફથી આવા મહાન જ્ઞાનસાગર જેવા કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યને ન્યાય આપવાની મારી શક્તિ કેટલી એ વિચારથી મૂંઝવણમાં પણ પડી ગયો. છેવટે એ કામ હાથમાં તો લીધું પણ અનેક મિત્રોના પ્રોત્સાહન વિના એ પૂરું થવું મુશ્કેલ હતું. હજી પણ આમાં ઘણી ત્રુટિઓ હશે ને છે, જે તજ્જ્ઞો ક્ષંતવ્ય ગણશે.

હું જ્યારે પાટણ ગયો ત્યારે મહામુનિશ્રી પુણ્યવિજયજીને મળવાનો મને પ્રસંગ મળ્યો. 'વિદ્યા વિનયેન શોભતે'—એ સૂત્રને સદેહે જોવાથી જે આનંદ માણસને થાય તે આનંદ મને થયો. એમની અગાધ વિદ્વત્તા અને અદ્ભુત વિનમ્રતા ભરેલા વાતાવરણમાંથી મને હેમચંદ્રાચાર્યના જીવનઆલેખન વિષે કાંઈક નવીન જ વસ્તુદર્શન થયું. હું એમનો અત્યંત ઋણી છું કે એમણે પોતાના અમૂલ્ય સમયમાંથી થોડી પળો મને આપીને મારા કાર્યને પ્રોત્સાહન આપ્યું

છે ને નાજુક તબિયત છતાં પ્રસ્તાવનાનો શ્રમ ઉઠાવ્યો છે. ગુજરાતી વિદ્વદ્સમાજના એ નિર્મળ રત્નને હું નમ્રતાથી વંદું છું,

મુનિશ્રી જિનવિજયજીનો પણ એવો જ ઉપકાર મારા ઉપર છે. પણ એમને વયોવૃદ્ધ ને પૂજ્ય વિદ્વાન કરતાં હું મારા મુરબ્બી પ્રિય મિત્ર જ ગણું છું, એટલે આવા આત્મીય સંબંધ પરત્વે વધારે કહેવું યોગ્ય નથી; અવિનયની કક્ષામાં આવી જવાનો ભય છે.

શ્રી. મધુસૂદન મોદીએ મને વારંવાર પુસ્તકો વગેરેની મદદ આપીને મારા કાર્યનો વેગ ન ઘટે તેની સંભાળ લીધી છે. સૌથી છેલ્લે ભાઈશ્રી ધીરજલાલ ધનજીભાઈ શાહનો ઉપકાર માનવો રહી ન જવો જોઈએ. એમણે જ આ સઘળા કાર્યની વ્યવસ્થા સંભાળી લઈ મને નિશ્ચિંત બનાવી દીધો હતો. શબ્દસૂચી એ એમની જ પ્રેમભરી મહેનતનું પરિણામ છે. પુસ્તક-પ્રકાશનની છેવટની વિધિ કંટાળાભરેલી અને હરપળનું ધ્યાન માગનારી હોય છે. એ વિધિમાં શ્રી. બાલાભાઈએ સ્વેચ્છાથી મદદ આપીને મારું કાર્ય ઘણું સરળ કરી આપ્યું છે. આ સૌ મિત્રોના સહકાર વિના આ કામ આટલું સ્વચ્છ બની શકત નહિ.

આમ અનેક પૂજ્ય અને પ્રિયજનોની સાહાય્યથી આ કામ પાર પડયું છે. મેં મારાં મંતવ્યોમાં કયાંય સાંપ્રદાયિક અંધતા ન પ્રવેશે એ જોયું છે, તો સંપ્રદાયમાનસને આઘાત ન થાય એ પણ જોયું છે. ચર્ચાસ્પદ પ્રશ્નો પણ વિનયથી છેડયા છે, ને મંતવ્યો રજૂ કર્યાં છે. પણ તે છેવટનાં નિર્ણયાત્મક ન જ હોઈ શકે, છતાં કોઈ જગાએ જવાબદારીના જ્ઞાન વિના કાંઈ પણ કહેલું નથી એ જોઈ શકાશે.

આનંદઘનના એક ભજનને સાંભળીને મને થયેલું કે આવા મહાન ભજનિકોને પણ ગુજરાત સમક્ષ યથાયોગ્ય રીતે રજૂ કરવાનું હજી પગલું લેવાયું નથી તે ઠીક નથી. સિદ્ધસેનદિવાકર, હરિભદ્રસૂરિ,

યશોવિજયજી, એવા ભવ્ય વિદ્વાનોની જીવનગાથા—અને એમની જ્ઞાનગાથા—ગુજરાત સમક્ષ મૂકવાનું—અને એવી રીતે અનેક જૈન વિદ્વાનોનો પરિચય આપવાનું કામ આવી સમિતિઓ ધારે તો કરી શકે. આ સઘળા મહાન પુરુષો એ સંપ્રદાય માટે ગૌરવરૂપ છે, પણ રાષ્ટ્રની તો એ અણમોલી પ્રાણશક્તિ છે.—આવી રાષ્ટ્રવ્યાપી વિભૂતિઓને એમનું સાચું સ્થાન આપવાનો પ્રયત્ન કરવાનો સમય હવે આવી ગયો કહેવાય.

## [ બીજી આવૃત્તિ પ્રસંગે ]

કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય એ ગુજરાતની એક અદ્વિતીય વિભૂતિ છે. એમનું જીવનચરિત્ર લખવાની મને જે તક આપવામાં આવી એણે મને સાહિત્યમાં નવી જ દિશા દેખાડી. વિખ્યાત અને લોકપ્રિય થયેલી ચૌલુક્ય નવલકથાઓની જન્મભૂમિકા એ અભ્યાસમાંથી મળી આવી. અને એને પરિણામે 'ચૌલાદેવી,' 'રાજસંન્યાસી,' 'કર્ણાવતી,' 'રાજકન્યા' 'જયસિંહ સિદ્ધરાજ' એ નવલકથાઓ રચાતી ગઈ.

ગુજરાતના ઈતિહાસમાં સોલંકી યુગનું એક વિશિષ્ટ સ્થાન છે. અને સમકાલીન ઇતર પ્રાંતના ઇતિહાસમાં એને લગતા અસંખ્ય ઉલ્લેખો પણ મળે છે. આપણી પોતાની શુદ્ધ સાંસ્કારિક ભૂમિકા ઉપર રચાયેલી આ ઐતિહાસિક નવલકથાઓની માળા પૂરી થયા પછી—ગુજરાતનો એક ઇતિહાસગ્રંથ આપવાની મહેચ્છા અત્યારે છે: પૂરી થશે કે નહિ એ કેવળ ઇશ્વરીકૃપા જાણે. પરંતુ એ સમય આવશે તો આપણી સંસ્કૃતિને આમૂલાગ્ર સમજનાર માણસ જ એ વિષયનો અધિકારી છે—એ સૂત્ર નજર સમક્ષ રાખીને જ એનું નિરૂપણ થશે. અત્યારે તો એ કેવળ કલ્પના

ખાનપુર: અમદાવાદ:
૧૦ ઑગસ્ટ: ૧૯૪૬

ધૂમકેતુ

# બે બોલ

શ્રી. આત્માનંદ જૈનશતાબ્દીના છઠ્ઠા પુષ્પ તરીકે કલિકાલ-સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય રજૂ કરતાં અમને અત્યંત આનંદ થાય છે.

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય ગૂજરાતના મહાન જ્યોતિર્ધર તેમજ મહાન સંસ્કૃતિધર વિદ્વાન હતા: એ વિષે આજે બે મત નથી: પણ દુર્ભાગ્યની વાત છે કે, તેમના જીવન અને કવન વિષે ગૂજરાત અને ગૂજરાત બહાર જૈન અને જૈનેતર પ્રજામાં ઘણા ભ્રમો ફેલાયા છે. તેઓને વિષે પ્રાચીન ગ્રંથોનું અવગાહન અને સંશોધન દ્વારા તૈયાર થયેલ પ્રામાણિક આધારભૂત એક જીવન-ગાથાની ઊણપ ઘણાએક વખતથી સૌને સાલતી હતી.

આ ઊણપ પૂરી કરવા માટે શ્રી હેમસારસ્વત સત્ર પ્રસંગે શતાબ્દી સમિતિને શેઠ ચી. ન. વિદ્યાવિહારના ગૃહપતિ શ્રી. ફૂલ-ચંદભાઈ દોશીએ, કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યના જીવન અને તેઓશ્રીનાં સમગ્ર પુસ્તકોની આલોચના કરતો ગ્રંથ તૈયાર કરાવી સમિતિ તરફથી પ્રકાશન કરવા યોજના મોકલેલી. શતાબ્દિપ્રયોજક, જૈનસમાજના કલ્યાણસાધક **આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિજીએ**

તે યોજનાને સંમતિ આપી અને સમિતિએ ધન્ય પળે એ ગ્રંથરત્નો માટે મંજૂરી આપી. શ્રી. કાન્તિલાલ મગનલાલ ભાવનગરી અને શ્રી. ફૂલચંદભાઈને તે પ્રકાશિત કરવા સૂચના કરી.

આનંદની વાત છે કે ગૂજરાતના મશહૂર સાક્ષર શ્રી. ધૂમકેતુએ તે ગ્રંથ રચી આપવાનો સહર્ષ સ્વીકાર કર્યો.

આ ગ્રંથનો આમુખ વિદ્વદ્વર્ય મુનિમહારાજશ્રી પુણ્યવિજયજી મહારાજે પોતાનું સ્વાસ્થ્ય સારું નહિ હોવા છતાં અતિશ્રમ લઈને લખી આપ્યો છે અને ગૂજરાતની પ્રજાને ખરેખર ઋણી કરી છે.

શતાબ્દી સમિતિ તરફથી શ્રી હેમચંદ્રાચાર્યના તમામ સાહિત્યની આલોચના કરતો 'હેમસમીક્ષા' નામનો ગ્રંથ પ્રો. શ્રી. મધુસૂદન મોદી એમ. એ.; એલએલ. બી. તૈયાર કરી રહ્યા છે, અને તે ટૂંક સમયમાં ગૂજરાતના વાચકોની સેવામાં રજૂ થશે.

આશા છે કે આ ગ્રંથરત્નને જૈન તેમજ જૈનેતર પ્રજા વધાવી લેશે.

**મોહનલાલ દીપચંદ ચોકસી**
મંત્રી

॥ जयन्तु वीतरागाः ॥

# આમુખ

"સૂર્યોદય સમયે સરસ્વતી નદીકિનારે ઊભેલી એક મહાન શક્તિ, પોતાના પ્રકાશથી—તેજથી—આખા ગૂજરાતને છાઈ દેતી કલ્પો અને તમને હેમચંદ્રાચાર્ય દેખાશે."

—શ્રી ધૂમકેતુ

## ભગવાન શ્રી હેમચંદ્રનું જીવનચરિત્ર

**ધાત્રી** ગૂર્જરીના હૃદયમાં સંસ્કારિતા, વિદ્યા અને વિશુદ્ધ ધાર્મિકતાનો પ્રાણ પૂરનાર, વિશ્વની મહાવિભૂતિસ્વરૂપ, કલિકાલ-સર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રાચાર્યનાં પ્રાકૃત, સંસ્કૃત, ગૂજરાતી અને હિંદી ભાષામાં સ્વતંત્ર તેમ જ અનુવાદાત્મક અનેક જીવનચરિત્રો આલેખાઈ ચૂકયાં. ડૉ. બુહ્લર જેવા વિદ્વાને એ મહાપુરુષના પ્રભાવથી આકર્ષાઈ એમની જીવનરેખા જર્મન ભાષામાં પણ દોરી છે. આજે એ જ મહાપ્રતાપી પુરુષના જીવનચરિત્રમાં રા. રા. ભાઈ શ્રી ધૂમકેતુ મહાશયે તૈયાર કરેલ એક નવીન કૃતિનો ઉમેરો થાય છે.

ભાઈ શ્રી ધૂમકેતુ એટલે ગૂજરાતીના પ્રતિભાવાન, સંસ્કારી, પ્રૌઢ લેખક અને ગૂજરાતની પ્રજાના કરકમલમાં એક પછી એક શ્રેષ્ઠ-શ્રેષ્ઠતમ સંસ્કારપૂર્ણ ગ્રંથપુષ્પોનો ઉપહાર

ધરનાર માતા ગૂર્જરીનો પનોતો પુત્ર. એ સમર્થ લેખકને હાથે ગૂજરાતની સંસ્કારિતાના આદ્યદ્રષ્ટા અને સર્જક ભગવાન શ્રી હેમચંદ્રનું જીવનચરિત્ર લખાય એ ગૂજરાતી પ્રજા અને ગિરાનું અહોભાગ્ય જ ગણાય.

આચાર્ય શ્રી હેમચંદ્રનાં આજ સુધીમાં શ્રદ્ધા અને પાંડિત્યપૂર્ણ સંખ્યાબંધ જીવનચરિત્રો લખાઈ ચૂકયાં છતાં ભાઈ શ્રી ધૂમકેતુની આ કૃતિ એ મહાપુરુષ પ્રત્યે એક જુદા પ્રકારની જ શ્રદ્ધાપૂર્ણતા અને કુશલતા રજૂ કરે છે.

જેમ શ્રદ્ધાની અમુક પ્રકારની ભૂમિકાથી દૂર રહી જીવનચરિત્રો આલેખવામાં ઘણી વાર ભૂલો થાય છે, અને વાસ્તવિક વસ્તુસ્થિતિ ઢંકાઈ જાય છે, એ જ રીતે કેવળ શ્રદ્ધાની ભૂમિકામાં ઊભા રહી જીવનચરિત્રો લખવામાંય એવા અને એટલા જ ગોટાળાઓ ઉત્પન્ન થવા સાથે ખરી વસ્તુને અન્યાય પણ મળે છે. એ વિષેનો વિશિષ્ટ વિવેક આપણને શ્રી ધૂમકેતુએ લખેલ પ્રસ્તુત જીવનચરિત્રદ્વારા બતાવ્યો છે.

## જીવનચરિત્રનાં સાધનો

ભાઈ શ્રી ધૂમકેતુએ પ્રાકૃત-સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્યો, મોહરાજપરાજય નાટક, કુમારપાલપ્રતિબોધ, પ્રભાવકચરિત્ર, પ્રબંધ-ચિંતામણિ આદિ પ્રાચીન અર્વાચીન ઐતિહાસિક સાહિત્ય અને તેમાં નોંધાયેલા મહત્ત્વની પ્રામાણિક અને કિંવદન્તીઓને આધારભૂત રાખી પ્રસ્તુત જીવનચરિત્ર લખ્યું છે.

## ભગવાન શ્રી હેમચંદ્રનું જીવન

પ્રસ્તુત જીવનચરિત્રમાં ઉપર જણાવેલ પ્રાચીન-અર્વાચીન ઐતિહાસિક સાહિત્યને આધારે—ભગવાન શ્રી હેમચંદ્રના જીવનમાં

જે પ્રકારની ઉન્નત માનવતા અને આદર્શ સાધુતા હતાં, જે જાતનો તેમના જીવનમાં સરસ્વતી, રાજનીતિ અને ધર્મ એ ત્રિવેણીનો સુમેળ હતો અને એ ત્રિવેણીના જીવંત ગંભીર પ્રવાહને જે રીતે તેમણે ગૂજરાતી પ્રજાના અંતરમાં વહાવ્યો અને પોષ્યો હતો, એક ગૂજરાતી તરીકે તેમનામાં દેશાભિમાન અને પ્રજાભિમાન કેટલું હતું, દુશ્મન જેવાને તેઓ જે રીતે વિનયથી જીતી લેતા હતા, તેઓશ્રી કેવા લોકૈષણા અને વૈરવૃત્તિથી રહિત હતા, જે રીતે તેમણે પોતાના જમાનાના રાજાઓ, પ્રજાઓ, વિદ્વાનો, સાહિત્ય અને ધર્મોને તેમની સાધુતાના રંગથી રંગી દીધા હતા; ગૂજરાત, ગૂર્જરેશ્વરો અને ગૂજરાતની પ્રજાને મહાન બનાવવાની અને જોવાની તેમની જે પ્રકારની અદ્ભુત કલ્પના હતી, કેવા અને કેટલા સર્વદેશીય અમોઘ પાંડિત્યને પ્રાપ્ત કરી તેમણે ગૂજરાતની પ્રજાના કરકમલમાં સર્વાંગપૂર્ણ વિધવિધ પ્રકારનો વિશાળ સાહિત્યરાશિ અર્પણ કર્યો છે, તેમની પ્રતિભાએ અણહિલપુર પાટણ અને ગૂજરાતનો—સામાજિક, રાજકીય, ધાર્મિક તેમ જ વિદ્યા–કળા–વિજ્ઞાનવિષયક આદર્શ કેટલો ઉન્નતિના શિખરે પહોંચાડ્યો હતો, ગૂજરાતની પ્રજાને સંસ્કારપૂર્ણ બનાવી જગત સમક્ષ જે રીતે ઉન્નતમસ્તક અને અમર કરી છે—ઇત્યાદિ પ્રત્યેક વસ્તુને સુસંગત રીતે આલેખવામાં જે નિપુણતા, રસસિંચન અને ભાવપૂર્ણતા ભાઈ શ્રી ધૂમકેતુએ આણ્યાં છે એટલા વિપુલ પ્રમાણમાં આજ સુધી લખાયેલ આચાર્ય શ્રી હેમચંદ્રનાં જીવનચરિત્ર પૈકી કોઇ-માંય આપણે જોઈ શકીશું નહિ.

આજે ગૂજરાતની પ્રજા દુર્વ્યસનોમાંથી ઊગરી હોય, એનામાં સંસ્કારિતા, સમન્વયધર્મ, વિદ્યારુચિ, સહિષ્ણુતા અને ઉદારમત-દર્શતા વગેરે ગુણો દેખાતા હોય, તેમ જ ભારતવર્ષના ઇતર પ્રદેશો કરતાં ગૂજરાતની પ્રજામાં ધાર્મિક ઝનૂન વગેરે દોષો અતિ અલ્પ પ્રમાણમાં નજરે પડે છે અને આખા ગૂજરાતની પ્રજાને વાચા પ્રકટી છે; એ

ભગવાન શ્રી હેમચંદ્ર અને તેમના જીવનમાં તન્મય થયેલ સર્વદર્શન-સમદર્શિતાને જ આભારી છે.

## વિવાદાસ્પદ હકીકતનો ઉકેલ

પ્રસ્તુત જીવનચરિત્રમાં આજે ચર્ચા અને વિતંડાવાદનો વિષય થઈ પડેલ એક ખાસ વસ્તુ ચર્ચવામાં આવી છે અને તે સાથે તેનો ઉકેલ પણ કરવામાં આવ્યો છે; તે એ કે —"ભગવાન શ્રી હેમચંદ્રાચાર્યના સંપર્ક અને સહવાસથી ગૂર્જરેશ્વર મહારાજ શ્રી કુમારપાલદેવ જૈનધર્માનુયાયી થયા હતા કે નહિ?" એ આખા પ્રશ્નને છણતી વેળાએ ભાઈ શ્રી ધૂમકેતુએ એ વિષયને કડવાશભરી રીતે ચર્ચનાર જૈન અને જૈનેતર ઉભયને મીઠો ઉપાલંભ આપવા સાથે—આચાર્ય શ્રી હેમચંદ્રે અમતાગ્રહીપણે કુમારપાલને કેવા પ્રકારનાં જૈનત્વનાં સાચાં તત્ત્વો અર્પણ કર્યાં હતાં અને ઉદાત્ત અને સમભાવને સ્પર્શતાં એ તત્ત્વોને જીવનમાં ઉતારી એ ગૂર્જરેશ્વરે જૈનત્વ અથવા પરમાર્હતપણાને પ્રાપ્ત કરી તેના રંગથી આખા ગૂજરાતની પ્રજાને કેવી રંગી દીધી હતી—એ વસ્તુને ઘણી સરસ રીતે આલેખી છે અને એ રીતે આચાર્ય શ્રી હેમચંદ્ર અને કુમારપાલ એ બન્નેય ગુરુ-શિષ્યના સંબંધને અને એમના ઉદાર અસાંપ્રદાયિક તેમ જ વિશુદ્ધ જૈનત્વને શોભાવ્યું છે. એ જ કારણ હતું કે શ્રી કુમારપાલે પોતાના ગુરુની માફક જીવનમાં રાજત્વ છતાં ઉન્નત માનવતા અને વિશિષ્ટ સાધુતા પ્રકટાવી હતી.

ભાઈ શ્રી ધૂમકેતુ મહાશયે તટસ્થ અને ઝીણવટભરી રીતે આલેખેલા આ પ્રકરણનો એ જ રીતે સ્વાધ્યાય કરવાથી એ વસ્તુ સ્પષ્ટ રીતે સમજી શકાશે કે, આચાર્ય શ્રી હેમચંદ્રના ઉપદેશ અને સહવાસને પરિણામે શ્રી કુમારપાલે પોતાના જીવનમાં જૈનધર્મ, તેનાં વિશુદ્ધ તત્ત્વો અને તેને માન્ય સર્વદર્શનસમદર્શિતાને એટલાં પચાવી લીધાં હતાં કે તેમના જીવનમાં એવી સાંપ્રદાયિક જડતાને

સ્થાન ન હતું, જેથી પોતાના રાજધર્મને કે વ્યવહારધર્મને હરકત આવે અથવા કોઈ સંપ્રદાયાંતરની લાગણી દુભાય કે તેને આઘાત પહોંચે.

## જીવનચરિત્રની પદ્ધતિ

કૃત્રિમતાથી રહિત અને ઐતિહાસિક તથ્યને આવેદન કરતા પ્રસ્તુત જીવનચરિત્રમાં કોઈ પણ પ્રસંગના વર્ણનનો આરંભ અને તેની પૂર્ણાહુતિ એવી અજબ રીતે કરવામાં આવ્યાં છે, જેથી એને વાંચતાં સૌ કોઈ મુગ્ધ બની જાય. જીવનચરિત્રમાં ચરિત્રનાયકના જીવનની ઘટનાઓનું સામાન્ય વર્ણન લખી નાખવું કે કરી દેવું એ દરેક માટે શક્ય છે, પરંતુ ચરિત્રનાયકના જીવનમાં રહેલી ઓજસ્વિતાનો સર્વસામાન્ય જનતાના હૃદયમાં અકૃત્રિમ રીતે સાક્ષાત્કાર કરી દેવો એ ઘણું કઠિન કામ છે. તેમ છતાં ભાઈ શ્રી ધૂમકેતુએ એ કામ અતિ સરળતાથી પાર પાડ્યું છે એ, પ્રસ્તુત જીવનચરિત્રના સ્વાધ્યાયથી સહેજે જ સમજી શકાશે. તેમણે ભગવાન શ્રી હેમચંદ્રના જીવનમાં ઘટેલી દરેક વિશિષ્ટ ઘટનાને પૂર્ણ ન્યાય આપ્યો છે, એટલું જ નહિ પણ તેમના જીવન સાથે સંબંધ ધરાવતી પરાપૂર્વથી ચાલી આવતી કિંવદન્તીઓ જેવી હકીકતો સુધ્ધાંને આજના સર્વસામાન્ય લેખકોની માફક નિરર્થક ગણી ફગાવી ન દેતાં તેના મૂળમાં રહેલ રહસ્યને આલેખવામાં ખૂબ જ ગંભીરતા અને પ્રૌઢતા દર્શાવી છે. અને એ રીતે આજના લેખકોને એક વિશિષ્ટ માર્ગનું સૂચન પણ કર્યું છે, એ આ જીવનચરિત્રની નોંધવા લાયક ખાસ વિશેષતા છે.

## જીવનચરિત્રનો સ્વાધ્યાય

પ્રસ્તુત જીવનચરિત્રનો શુષ્ક સાંપ્રદાયિક પ્રદ્ધતિએ સ્વાધ્યાય કરનાર જૈન કે જૈનેતર કદાચ ચરિત્રનાયક અને લેખક મહાશયને અન્યાય જ કરશે. એટલે પ્રત્યેક વાચકે આવાં જીવનચરિત્રો વાંચતી અને વિચારતી વખતે સંકુચિત સાંપ્રદાયિક ભાવનાનો ત્યાગ કરી ઉદાર મન જ રાખવું જોઈએ. ભગવાન શ્રી હેમચંદ્રાચાર્યના જીવ-

નમાં જો કાંઈ પણ ખાસ વિશેષતા હોય તો તે એ જ છે કે—એમણે લૂખા સંપ્રદાયનો આશ્રય ન લેતાં શ્રમણભગવાન વીર–વર્ધમાને બહુમાન્ય કરેલ ત્યાગ, તપ અને સમભાવ–સ્યાદ્વાદધર્મને પોતાના જીવનમાં ઉતારી જૈન ધર્મનાં વાસ્તવિક તત્ત્વો અને સંસ્કારો ગૂજરાતી પ્રજાની વ્યક્તિ–વ્યક્તિના જીવનમાં વ્યાપક બને એવો માર્ગ લીધો હતો. જો ભગવાન શ્રી હેમચંદ્રાચાર્યના જીવનમાં આ ઉન્નત ભાવનાને સ્થાન ન હોત તો જૈનધર્મના મૌલિક સિદ્ધાન્તો સમગ્ર પ્રજાના જીવનમાં જે રીતે વ્યાપક બન્યાં તે, અને જૈનધર્મ અને ગૂજરાતની પ્રજા ઉન્નતિના શિખરે પહોંચી શક્યાં એ, ન બની શકત; તેમ જ આજે શ્રી હેમચંદ્રાચાર્યનું સર્વદર્શનમાન્ય વ્યક્તિ તરીકેનું જે ઉચ્ચ સ્થાન છે, તે પણ ન હોત.

કોઈ પણ યુગમાં વાસ્તવિક ધર્મ અને ધાર્મિકતાએ વ્યાપક સ્વરૂપ લીધું હોય તો, તે ત્યારે જ કે જ્યારે તેના પ્રણેતા અને સંચાલકોના જીવનમાં શુદ્ધ ત્યાગ, તપ અને સમભાવે સ્થાન મેળવ્યું હોય. એક કાળે ભારતવર્ષની આર્ય પ્રજાના આર્ય માનસમાં આ ઉદાત્ત ભાવનાએ એટલું વ્યાપક સ્થાન પ્રાપ્ત કર્યું હતું કે માત્ર એક દેશમાં, એક ગામમાં કે એક પડોશમાં જ નહિ; પરંતુ એક જ ઘરમાં ભિન્ન ભિન્ન ધર્મો અને સંપ્રદાયો એકસાથે વસી શકતા, પરસ્પર વિચારોની આપ–લે કરી શકતા અને અનાબાધપણે પોતપોતાની પદ્ધતિએ સૌ જીવનવિકાસ પણ સાધી શકતા હતા. આજે આપણે સૌએ આપણા જીવનમાંથી આ વિજ્ઞાનપૂર્ણ સમભાવને સર્વથા ખોઈ નાખ્યો છે, એનું પરિણામ એ આવ્યું છે કે આપણે સહવાસી ભિન્ન ભિન્ન ધર્મો કે સંપ્રદાય સાથે સમભાવ–મૈત્રીભાવ સાધી શકતા નથી એમ જ નહિ, પણ પોતપોતાના સંપ્રદાય કે સમૂહમાંય સહેજ વિચારભેદ પડતાં માનવતાનો ત્યાગ કરી અસભ્ય અને જંગલી દશાએ પહોંચી જઈએ છીએ, અને આપણે જે ધર્મ અને ધાર્મિકતાનો વિકાસ સાધવા માગીએ છીએ એનો દિન–

પ્રતિદિન આપણા જીવનમાંથી અભાવ થતો જાય છે. ભગવાન શ્રી હેમચંદ્ર જેવા આદર્શજીવી પુરુષનાં પવિત્ર જીવનો આપણ સૌને આ ક્ષુદ્રતાના ગર્ત્તામાંથી ઉગારનાર થાય એમ આપણે સૌ જરૂર ઇચ્છીએ —ઇચ્છવું જ જોઇએ.

આજે એ સમય આવી લાગ્યો છે, જ્યારે ધર્મમાત્ર વ્યાપકરીતે મનુષ્યને એના જીવનવિકાસમાં કઇ રીતે સહાયક બને એ દરેક વિજ્ઞ મનુષ્યે સ્થિતપ્રજ્ઞ બની વિચારવું જ જોઈએ. અને તો જ ત્યાગ, તપ અને સમભાવરૂપ વાસ્તવિક ધર્મ અને ધાર્મિકતા આપણા જીવનમાં સ્થાન લઈ શકશે. એ સિવાય પોતપોતાના માનેલા સંપ્રદાયની રીતિ પ્રમાણે બાહ્ય ક્રિયાના વાઘા ગમે તેટલા નજરે દેખાય, પરંતુ સાચી ધાર્મિકતા તો મરી જ જશે. આજની આપણા સૌની જીવનચર્યાનો વિચાર કરવામાં આવે તો આપણને, કદાચ સાર્વત્રિક ન કહીએ તો પણ આપણા મોટા ભાગની ધાર્મિકતા તો મરી ગયેલી જ દેખાશે. આનું મુખ્ય કારણ બીજું એકેય નથી પણ, આપણે સૌએ સાંપ્રદાયિક અને સામુદાયિકતાના સંકુચિત અને અતિ સંકુચિત કૂવામાં પડીને આપણી વિજ્ઞાનવૃત્તિ અને સમભાવનાના વિશાળ તત્ત્વને જીવનમાંથી ભુલાવી દીધું છે—એ છે.

આ પ્રસંગે હું ઇતરસંપ્રદાયોને લક્ષી કશુંય ન કહેતાં જૈનધર્માનુયાયીઓને લક્ષીને એટલું સૂચન કરવું અતિ આવશ્યક માનું છું કે, ભગવાન શ્રી હેમચંદ્રાચાર્યના નામ ઉપર વારી જનાર અત્યારના વિદ્વાન જૈન શ્રમણો અને જૈન આચાર્યો એ મહર્ષિના પવિત્ર જીવનમાંથી આ એક જ ઉદાત્ત ગુણને પોતાના જીવનમાં થોડોઘણોયે પચાવે તો આજના જૈનસંપ્રદાયમાં ક્ષુલ્લક, નિષ્પ્રાણ અને અર્થ-વગરની શુષ્ક ચર્ચાઓ પાછળ જે કિંમતી સમય, સાધુજીવન અને અગાધ જ્ઞાનશક્તિની બરબાદી થવા સાથે જૈન પ્રજાના ધાર્મિક જીવન અને તેની અઢળક ધાર્મિક સંપત્તિની ખાનાખરાબી થઈ

રહી છે, એ અટકી જાય. તે સાથે આજે જૈન શ્રમણો અને શ્રી સંઘમાં જે વૈરવિરોધ કુસંપ વગેરે ફેલાઇ રહ્યાં છે તે પણ નાબૂદ થઈ જાય અને મૃત્યુશય્યામાં પડેલી સાચી ધાર્મિકતા પુનર્જીવન પ્રાપ્ત કરે.

આજની વિકૃત ચર્ચાઓ અને વિરૂપ પ્રવૃત્તિઓએ જૈન શ્રમણો અને જૈન પ્રજાને છિન્નભિન્ન તેમ જ અનાથ દશામાં મૂકી દીધી છે, એ વસ્તુ જરાય ઉપેક્ષા કરવા જેવી નથી. આજની છિન્નભિન્ન સ્થિતિ અને અનાથતાને દૂર કરવા માટે જૈન શ્રી સંઘની સમર્થ વિજ્ઞ વ્યક્તિઓએ સત્વર યોગ્ય પગલાં લેવાં જોઇએ. તેમાં સૌથી પ્રથમ એ હોવું જોઇએ કે, આજે ફૂદકે ને ભૂસકે જન્મ ધારણ કરતાં વ્યક્તિવાદનાં પોષક દરેક દરેક વર્ત્તમાનપત્રને અટકાવવું જોઈએ અથવા એ વર્ત્તમાનપત્રોનું ધોરણ નક્કી કરવું જોઈએ. આજના વ્યક્તિવાદકના પોષક અને અસભ્ય જૈન વર્ત્તમાનપત્રોએ જૈન પ્રજાની ધાર્મિકતા અને ઐક્યને જે અસહ્ય ફટકાઓ લગાવ્યા છે, એવા વિધર્મી ગણાતા તરફથી સેંકડો વર્ષોમાં પણ ભાગ્યે જ લાગ્યા હશે.

આજે જગત પરસ્પરમાં ઐક્ય સાધી આગળ વધવા પ્રયત્ન કરી રહ્યું છે, ત્યારે જૈન ધર્મગુરુઓ અને જૈન પ્રજા ક્ષુદ્ર ચર્ચાઓ પાછળ સમય અને બુદ્ધિને વેડફી કલહ કરી રહેલ છે, એ તદ્દન અનિચ્છનીય અને ખેદજનક વસ્તુ છે.

આટલું પ્રસંગોપાત્ત સૂચન કર્યા પછી ટૂંકમાં એમ કહી શકાય કે—સમભાવરહિત સાંપ્રદાયિકતા એ પ્રજાજીવનને ઉન્નત કરવાને બદલે પતિત અને અવિવેકી બનાવે છે, જ્યારે સમભાવપૂર્ણ સાંપ્રદાયિકતા એ સ્વ–પરના જીવનને ઉન્નત અને વિજ્ઞાનપૂર્ણ સરજે છે. આ ઉદાત્ત ગુણને લીધે જ ભગવાન શ્રી હેમચંદ્ર તરફ સિદ્ધરાજ જેવો અપક્ષપાતી રાજા તેમનો પક્ષપાતી બન્યો હતો, અને દેશ-વિદેશમાં ચિર પરિભ્રમણ કરી 'વિચારચતુર્મુખ' બનેલ રાજા શ્રી

કુમારપાલે શિષ્યવૃત્તિ ધારણ કરી હતી. તેમ જ આ જ એક ઉદાત્ત ગુણને લીધે તેઓશ્રીએ જૈનધર્માનુયાયી કવિચક્રવર્તી શ્રીપાલ અને વૈદિકધર્માનુયાયી સમર્થ વિદ્વાન શ્રી દેવબોધિ જેવા પરસ્પરવિરોધી વિદ્વદ્યુગલના વચમાં ઐક્ય સાધી આપ્યું હતું. ભગવાન શ્રી હેમચંદ્રના જીવનચરિત્રના સ્વાધ્યાય દ્વારા આજના જૈન ધર્મગુરુઓ અને જૈન પ્રજા આ ગુણલેશને જીવનમાં પચાવી એકરૂપ અને અમર બને.

અંતમાં આ આમુખ પૂરો કરવા પહેલાં પ્રત્યેક વાચકનું ધ્યાન હું એક વસ્તુ તરફ દોરું છું કે—શ્રી ધૂમકેતુએ પ્રસ્તુત જીવનચરિત્રના લેખનમાં કેટલી પ્રામાણિકતા, કેટલી તટસ્થતા અને કેટલું અનાગ્રહિપણું જાળવેલાં છે એ, ગૂજરાતના સાક્ષરરત્ન ભાઈશ્રી ઝવેરચંદ મેઘાણીએ 'જન્મભૂમિ' દૈનિક પત્ર (તા. ૨૭-૧૦-૧૯૪૦, અંક ૧૧૮ પાનું ૭) ના 'કલમ અને કિતાબ' વિભાગમાં 'આંદોલનો' લખતાં જે હકીકત જણાવી છે એ ઉપરથી સમજી શકાશે. ભાઈશ્રી મેઘાણીએ જણાવ્યું છે કે—

"શ્રી. ધૂમકેતુના પિતાનો પંચ્યાશી વર્ષની વયે, પૂર્ણ વાનપ્રસ્થાવસ્થામાં દેહ પડયો. એને ખરખરે જતાં ધૂમકેતુએ ફક્ત આટલી જ એક ઘટના કહી:—

'હું 'હેમચંદ્ર'નું પુસ્તક લખતો હતો. એ પૂરું થવા આવેલું, ને એમાં હેમચંદ્રે પોતાના મૃત્યુનું ભાવિ છ મહિના અગાઉ ભાખ્યાની વાત લખતાં મેં નીચે ટિપ્પણ કરેલું કે 'મોટા પુરુષોનો મહિમા વધારવા આવી વાતો ચાલતી હશે.' તે પછી મારા પિતાની માંદગીના ખબર મળ્યા, ગોંડળ ગયો, ખબર પડ્યા કે એમણે પોતાનું મૃત્યુ બરાબર પંદર દિવસ પર ભાખ્યું હતું. દવા ઉપચારની ના કહી દીધી હતી, સૌને મળવા બોલાવી લીધા હતા. ને પછી ભાખેલ દિવસે એમણે મારા હાથનું પાણી પીધું, પીને પડખું ફેરવી ગયા, ફરી એ જાગ્યા નહિ. મેં ગોંડળથી પાછા આવીને 'હેમચંદ્ર'નાં

કંપોઝ થઈ ગયેલાં પ્રૂફોમાંથી પેલી મારી ટિપ્પણ—ટીકા કાઢી નાખી.' અરખરાના જવાબમાં આથી કશું જ વધુ શ્રી ધૂમકેતુ બોલ્યા નથી."

આ ઉપરથી સૌને ખાતરી થશે કે, જગતના સનાતન સત્યને રજૂ કરવાની જે અનિવાર્ય જવાબદારી સાહિત્ય—સર્જકોને માથે રહેલી છે એનું સંપૂર્ણ ભાન ભાઈ શ્રી. ધૂમકેતુને હોઈ પોતાની કોઈ પણ માન્યતા પ્રત્યે તેઓ આગ્રહી નથી. આ સ્થિતિમાં રહી લખાયેલ પ્રસ્તુત જીવનચરિત્રને વાંચનારાઓ એ જ વસ્તુને ધ્યાનમાં રાખી એનો સ્વાધ્યાય કરે અને આપણા સાહિત્યસર્જકો, કવિઓ અને ગ્રંથલેખકો ભાઈ શ્રી. ધૂમકેતુની માફક સનાતન સત્યને રજૂ કરનારા બને એટલું ઇચ્છી વિરમું છું.

પાટણ ]                                                            મુનિ પુણ્યવિજય

## લેખકની પ્રગટ થયેલી અન્ય કૃતિઓ

તણખા
તણખા મંડળ બીજું
તણખા મંડળ ત્રીજું
તણખા મંડળ ચોથું
પ્રદીપ
અવશેષ
ત્રિભેટો
રજકણ
જલબિંદુ
જીવનચક્ર
સર્જનચિંતન
મલ્લિકા
અજિતા
પરાજય
રાજમુગટ

અને એ ઉપરાંત

## વિખ્યાત ચૌલુક્ય નવલકથાવલિ

ચૌલાદેવી
વાચિનીદેવી
રાજસંન્યાસી
કર્ણાવતી
રાજકન્યા
જયસિંહ સિદ્ધરાજ

[ ૧ ]

એમ કહેવાય છે કે રોમના લોકોનો અનાજભંડાર મિસર દેશમાં હતો, એમની સંસ્કૃતિની ભૂમિકા ગ્રીસમાં હતી, અને એમના પરાક્રમની પૃથ્વી ત્રિખંડમાં હતી. ગુજરાત વિષે પણ કહી શકાય કે, એની સંસ્કૃતિની ભૂમિકા માળવામાં હતી અને એની પરાક્રમગાથા કચ્છ—કાઠિયાવાડ ને માળવાની ત્રિભૂમિમાં હતી.

ઇતિહાસમાં કોઈક જ વખત પાંચ-છ પરાક્રમી રાજાઓ કાલાનુક્રમે એક પછી એક આવે છે. મોગલવંશમાં બાબર—હુમાયુ—અકબર—જહાંગીર—શાહજહાં-ઔરંગઝેબ—એમ લગભગ છ પેઢી સુધી વૈભવપ્રણાલિકા સચવાઈ રહેલી માલૂમ પડે છે. મોગલોનો આ સમય દુનિયાના ઇતિહાસમાં પણ ધ્યાન ખેંચવા યોગ્ય મનાયો છે. ગુજરાતના ઈતિહાસનો એવો જ લગભગ છ પેઢી સુધીનો પરાક્રમશીલ સમય મૂળરાજ સોલંકીથી સોલંકીવંશના સંબંધમાં શરૂ થઈ ને કુમારપાળના મૃત્યુ સુધી ચાલે છે, અને તેમાં વિ. સં. ૯૯૮ થી વિ. સં. ૧૩૫૬ સુધીનો ત્રણસો વર્ષનો સુવર્ણસમય આવે છે.

મૂળરાજ—ચામુંડ—દુર્લભરાજ—ભીમ—કર્ણ—સિદ્ધરાજ અને કુમારપાળ–એમ છસાત પેઢી થઈને સોલંકીવંશે લગભગ ત્રણુસો વર્ષ સુધી હિંદના ઇતિહાસમાં પોતાનું સ્થાન મોખરે રાખ્યું હતું. તે સમયના ભારતમાં સોલંકીઓની સત્તા ગણુનાયોગ્ય હતી.

સિંધુરાજ, માલવરાજ અને ચેદિરાજને ભીમનાં પરાક્રમ પ્રત્યે સન્માનદૃષ્ટિથી જોવું પડયું હતું: અને સોમનાથના સમુદ્રતરંગોએ એની રણુભેરીનો નાદ સાંભળી ગૌરવથી હર્ષનાદ કર્યો હતો. સોલંકીઓએ ચાવડાની રાજલક્ષ્મીને અપનાવી, પોષી, વધારી અને યશસ્વી બનાવી; એમને ગુજરાત નાનું લાગ્યું અને ભારત અતિમોટું લાગ્યું; એમાં પણ સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાળનો લગભગ સો વર્ષનો સમય એ મહાન ગુજરાતીઓનો સમય હતો. તે સમયે પાટણુમાં રહેવું અને પટ્ટણી કહેવરાવવું એ હિંદના ગમે તે ખૂણામાં માન મુકાવે તેવું હતું.

સિદ્ધરાજના અને કુમારપાળના સમયના મહાન ગુજરાતીઓની નામાવલિ, આજે પણ હરકોઈ ગુજરાતીનું અભિમાન જાગે એવા પરાક્રમશીલતાથી વણાયેલી છે. અને એ પ્રણાલિકા છેક કરણઘેલાના સમય સુધી વત્તેઓછે અંશે જળવાઈ રહેલી છે.

ઉદયન, સાંતૂ, આમ્રભટ્ટ, મુંજાલ, મીનલદેવી, પ્રતાપમલ્લ, જગદેવ, પરશુરામ, સજ્જન, દામોદર, વાચિનીદેવી, નાયિકાદેવી, વાગ્ભટ્ટ—ભાવ બૃહસ્પતિ, તે જમાનાના રાજદ્વારી ક્ષેત્રમાં રમી રહેલા ગમે તે એક માણુસનું નામ લો અને તમને એની મહત્તાથી ગુજરાત મહાન થતું લાગશે.

તે વખતના શ્રેષ્ઠીઓ, સાધુઓ, સૈનિકો અને સુંદરીઓ--સઘળાં જ એક મહાન પ્રજાનાં અંગ હોય એમ પોતપોતાની ભૂમિકા ઉપર આવે છે, ત્યારે જાણે મહાન બનીને જ આવે છે. અલેકઝાંડરે જ્યારે માલલોકોને હરાવ્યા ત્યારે તેમાંના સો રાજાઓ--પ્રજાપ્રતિનિધિઓ–એને મળવા આવ્યા. એ વખતે માલલોકોના રાજાઓએ એક જ જાતનાં વસ્ત્રો પરિધાન કર્યાં હતાં; એક જ જાતના રથ ઉપર તેઓ બેઠા હતા; એક જ જાતનાં શસ્ત્રાસ્ત્ર તેમના અંગ ઉપર શોભતાં હતાં: તેમણે અલેકઝાંડરને કહ્યું કે અમે કોઇ દિવસ પરાજય પામ્યા નથી; અમને કોઈ પરાજય પમાડી શકતું નથી. આજે તમે અમને જીત્યા નથી; પણ સમયે તમને જિતાડયા છે.

'પ્રબંધચિંતામણિ'માં પરચૂરણ પ્રબંધોમાં આપેલી તુંગની દંતકથા ખોટી લાગે છે; પણ એ દંતકથા ઉપરથી વીરત્વની ભાવના લોકમાનસમાં કેવા પ્રકારની હતી તેનો સ્પષ્ટ ખ્યાલ મળે છે: પૃથ્વીરાજ ચૌહાણની પાસે આ તુંગ હતો. વારંવાર દુશ્મન ચડી આવે છે એ જોઇ ને, જ્યારે એક વખત દુશ્મન ચડી આવ્યો ત્યારે તેણે, તેના મુકામ પર જઈ તેનો ઘાત કરવાનો વિચાર કર્યો કે જેથી સ્વામીની ને નગરજનોની હેરાનગતિ મટે. તે પોતાના જુવાન પુત્ર સાથે રાત્રે ત્યાં છૂપી રીતે ગયો. પણ દુશ્મન રાજાના તંબૂની ફરતી ખાઇમાં ખેરનો અગ્નિ બળી રહ્યો હતો.

તુંગે પુત્રને કહ્યું, "તું મારો પુત્ર છે; માટે હું આ ખાઇમાં સૂઈ જાઉં છું ને તું મારા ઉપર પગ દઈ દુશ્મનનું કાસળ કાઢી નાખજે."

પુત્રે જવાબ આપ્યો, "તમે મારા પિતા છો. માટે હું જ પડું." એમ કહી તે પડ્યો. ને પુત્રના અગ્નિમાં પડેલા દેહ ઉપર પગ દઈ તુંગ દુશ્મનરાજાને મારી આવ્યો.

આની સાથે શીખગુરુ ગોવિંદ અને એના શિષ્ય લખી વણઝારાની વાત સરખાવવા જેવી છે. આવી નિર્ભયતા સોલંકીઓના ગુજરાતમાં હતી: અને એ નિર્ભયતાને લીધે જ પ્રજા પણ મહાન હતી. મીનલદેવીને મલાવ-તળાવનો વાંકો કિનારો રાખવો પડ્યો, એમાં જેટલી સોલંકી રાણીમાતાની શોભા હતી, તેટલી જ શોભા--પોતાનું સ્થાન છોડવા ના પાડનાર સુંદરીની પણ હતી. સોલંકીઓના સંસ્કારમુગટમાં બીજના ચંદ્ર જેવી બનીને આ વક્રકિનાર શોભી રહી છે.

પરંતુ સોલંકીઓ જો માત્ર સૈનિકોને દોરી જાણતા હોત, અને એમના હાથીઓ માત્ર નર્મદાસ્નાનથી જ શોભ્યા હોત, તો આજે એમની દશા એમના જેવા અનેક નૃપતિ-ઓની માફક--ધૂળમાં રગદોળાઈ જવાની હોત. ઉજ્જયિનીના સિંહાસન ઉપર અનેક નૃપતિઓ થયા-લોકકંઠમાં તો વિક્રમ, મુંજ ને ભોજ રહ્યા. દિલ્હીના સિંહાસન ઉપર અનેક બાદશાહો થયા: જનતાએ તો બેચારને જ જાણ્યા. શિવાજી છત્રપતિ ને બાજીરાવ સિવાય બીજાં નામ લોકજીભને અડી જતાં નથી. સોલંકીઓનો સધરાજજેસંગ, માતા મીણલ અને મહાન કુમારપાળ---આજે પણ અમર છે. આ ત્રિમૂર્તિમાં લોકસંસ્કારને ઘડનારી મંગલશક્તિઓ હતી, માટે આજે પણ એ યાદ રહી છે.

પણ જેમ શિવાજી રામદાસ વિના, વિક્રમ કવિકુલગુરુ

કાલિદાસ વિના અને ભોજ ધનપાલ વિના શૂન્ય લાગે છે, તેમ સિદ્ધરાજ અને કુમારપાળ સાધુ હેમચંદ્રાચાર્ય વિના શૂન્ય લાગે છે.* જે સમયે માલવાના પંડિતોએ ભીમના દરબારની સરસ્વતીપરીક્ષા કરી, તે જ વખતથી એ અનિવાર્ય હતું કે ગુજરાતની પરાક્રમલક્ષ્મી, સંસ્કારલક્ષ્મી વિના જંગલી લોકોની બહાદુરી જેવી અર્થહીન લાગે છે. એણે પોતાનું સંસ્કારધન સાચવવું રહ્યું.

સિદ્ધરાજ જયસિંહ, હેમચંદ્રાચાર્યને મળ્યા ન હોત, તો એની પરાક્રમગાથા આજે વાલ્મીકિ વિનાની રામકથા જેવી હોત--અને ગુજરાતીઓને પોતાની મહત્તા જોઈ ને રાચવાનું અને મહાન થવાનું આજે જે સ્વપ્ન આવે છે તે સ્વપ્ન કદાચ ન આવત. હેમચંદ્રાચાર્ય વિના ગુજરાતી ભાષાનો જન્મ કલ્પી શકાતો નથી; એમના વિના વર્ષો સુધી ગુજરાતને જાગ્રત રાખનારી સંસ્કારિતા કલ્પી શકાતી નથી; અને એમના વિના ગુજરાતી પ્રજાનાં આજનાં ખાસ લક્ષણો—સમન્વય, વિવેક, અહિંસા, પ્રેમ, શુદ્ધ સદાચાર, અને પ્રામાણિક વ્યવહારપ્રણાલિકા--કલ્પી શકાતાં નથી. હેમચંદ્રાચાર્ય માનવ તરીકે મહાન હતા; સાધુ તરીકે વધારે

* નાગરી પ્રચારિણી પત્રિકા ( ભાગ. ૬. સં. ૪ )માં વિદ્વદ્વર્ય પંડિત શિવદત્તનો લેખ છે તેમાં આ વસ્તુસ્થિતિ સારી રીતે મૂકી છે: " સંસ્કૃત સાહિત્ય ઔર વિક્રમાદિત્ય કે ઇતિહાસ મેં જો સ્થાન કાલિદાસ કા ઔર શ્રીહર્ષ કે દરબાર મેં બાણભટ્ટ કા હૈ, પ્રાયઃ વહી સ્થાન ઈસા કી બારહવી શતાબ્દીમેં ચૌલુક્ય વંશોદ્ભવ સુપ્રસિદ્ધ ગુર્જરનરેન્દ્રશિરોમણિ સિદ્ધરાજ જયસિંહ કે ઇતિહાસ મેં હેમચન્દ્રકા હૈ."

મહાન હતા: પણ સંસ્કારદ્રષ્ટા તરીકે એ સૌથી વધારે મહાન હતા. એમણે જે સંસ્કાર રેડ્યા—એમણે જે ભાષા આપી, એમણે લોકોને જે રીતે બોલતા કર્યા, એમણે જે સાહિત્ય આપ્યું, એ સઘળું આજના ગુજરાતની નસમાં હજી વહી રહ્યું છે; અને એટલે એ મહાન ગુજરાતી તરીકે ઇતિહાસમાં પ્રસિદ્ધિ પામવા યોગ્ય પુરુષ છે.

સોલંકીઓનો ઇતિહાસ હેમચંદ્રાચાર્ય વિના લડાઈઓનો ઈતિહાસ બની જાય; હેમચંદ્રાચાર્ય વિના ગુજરાતી ભાષાનો ઇતિહાસ અપૂર્ણ અને અકિંચન લાગે; હેમચંદ્રાચાર્ય વિના ગુજરાતની પાસે-દુનિયાના સાહિત્ય ઈતિહાસમાં મૂકવા યોગ્ય વ્યક્તિઓ બહુ ઓછી છે.

હેમચંદ્રાચાર્યની ખરી મહત્તા એ છે કે તે સમયના ગુજરાતની સઘળી પ્રવૃત્તિઓમાં એમણે ઓતપ્રોત રહી પોતાના સાધુત્વના રંગથી એમને રંગી દીધી: હેમચંદ્રાચાર્ય જો કેવળ પોતાની સાધુ-પ્રવૃત્તિમાં રહ્યા હોત-તો એમણે ગૂજરાત ઉપર જે ચિરસ્થાયી અસર મૂકી તે અસર કદાચ કેવળ સંપ્રદાયમાં જ શમી જાત. આજે તો માત્ર જૈનધર્મના અનુયાયીઓએ જ નહિ, હરકોઇ માણસ-જેને ગુજરાતની સંસ્કારિતામાં રસ હોય તેણે, આ મહાન ગુજરાતી પાસેથી પ્રેરણા મેળવવાની રહી.

હેમચંદ્રાચાર્યનું ગુજરાત એ એક અનોખી પ્રતિભા ધરાવનાર ગુજરાત હતું. તે વખતે ગુજરાતીનું ગૌરવ જુદા પ્રકારનું હતું. સિદ્ધરાજ જયસિંહને પાટણની બજારમાં હાથી ઉપર ફરતો જોવો, ઉદયનને રાજખટપટના પાસા ફેંકતો જોવો, સાંતૂને ગુજરાત માટે જીવનપરાક્રમ કરતો જોવો,

મીનલદેવીને સ્થળે સ્થળે ધર્મભાવના વિકસાવતી જોવી, જૈન સાધુઓની અત્યંત પ્રશાંત મુખમુદ્રા જોવી, વીરત્વભરપૂર સૈન્યો જોવાં, રસિકડી ગુજરાતણો જોવી અને થનગનતા તરુણ ગુજરાતીઓ જોવા—એ જમાનામાં જે રહેતા હશે તેમને માટે ધન્ય પળનો એ સમય હોવો જોઇએ.

પણ ગુજરાતની એ દિગંતવ્યાપી કીર્તિની માલવીઓ મશ્કરી કરતા: ભોજના દરબારીઓ જાણતા કે એ તો એ ગુજરાતીઓ—એમને સાહિત્યની શી ખબર પડે? એમને ત્યાં કવિ કોણ? એમને ભાષાશુદ્ધિની શી પડી છે? માતા સરસ્વતીના કંઠનું આભરણ તો આંહીં જ રચી શકાય. જ્યારે ભોજ નહિ હોય, ધારા નહિ હોય, અને કાંઈ નહિ હોય-ત્યારે પણ કાંઈક હશે; પરંતુ એ ભીમપરાક્રમી ભીમ નહિ હોય, પાટણ નહિ હોય, એ મહત્તા નહિ હોય-ત્યારે કાંઈ જ નહિ હોય.

પછી તો જાણે કે ગુજરાતની ભૂમિની આખી મુખમુદ્રા ફેરવી નાખવી હોય એવો ઈશ્વરી સંકેત હોય તેમ એક જવાબ મળ્યો.

ધંધૂકામાં સંવત ૧૧૪૫ની કાર્તિકી પૂર્ણિમાએ કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યનો જન્મ થયો.

( ૨)

એમ કહેવાય છે કે દુનિયામાં બે એવા મહાન સર્જકો થઈ ગયા છે કે જેમની પ્રતિભા વિષે હજારો પુસ્તકો લખાયાં–ને છતાં હજી લખાતાં જાય છે.

એક તો અંગ્રેજ કવિ શેકસપિયરઃ બીજો નરકેસરી નેપોલિયન.

આમાંથી નેપોલિયનની નીડરતા ને રણચાતુરી વિષે જે અનેક દંતકથાઓ છે તેમાં એક કથા એવી પણ છે કે, નેપો-લિયન જ્યાં જન્મ્યો હતો તે રણક્ષેત્ર હતું અને એટલા માટે એના ઉપર રણભૂમિના સંસ્કાર તીવ્રતાથી પડ્યા હતા. એની માને રણભૂમિનાં સ્વપ્નાં આવતાં. એને આકાશમાં ચમકતી વીજળી જેવી તલવારો દેખાતી. તોપોનો અવાજ એના કાનમાં સતત ગુંજ્યા કરતો.

જોન ઓફ આર્ક પોતાને ક્યાંથી પડઘા સંભળાય છે એનો ખુલાસો કરી શકી ન હતીઃ અને છતાં એ કાલ્પનિક અવાજના સામર્થ્યે એણે જે બતાવ્યું તેણે ઘડીભર ઇતિહાસને કવિતામાં ફેરવી નાખ્યો.

આવી વાતોને અર્ધ ઐતિહાસિક તરીકે સ્વીકારવામાં આવે છે. એ કદાચ સંપૂર્ણપણે ઐતિહાસિક નહિ હોય–પણ એમાં ઇતિહાસ છે એ સૌ સ્વીકારે છે. બર્નાર્ડ શોએ પણ સંત જોનના નાટકમાં જોન ઑફ આર્કના મોંમાં આ શબ્દો મૂક્યા છે: Voices come to me first; and reasons afterwards.

એ ઉપરથી આટલું તો ચોક્કસ છે કે ઘણી વખત દંતકથામાં ઇતિહાસ નથી હોતો; છતાં ઐતિહાસિક સત્ય તો મળી આવે છે. પછી એ થોડું મળે કે વધારે મળે એ સવાલ જુદો છે. પણ કેવળ લોકપ્રિય દંતકથાને તમે તદ્દન ઉપેક્ષિત ન ગણી શકો.

હેમચંદ્રાચાર્યના જન્મ વિષે 'પ્રભાવકચરિત્ર'માં નીચે પ્રમાણે હકીકત મળે છે:

'ધંધૂકામાં એક પ્રૌઢ, મહિમાશાળી, ધર્મીજનોમાં અગ્રેસર એવા શેઠ હતા. એનું નામ ચાચ. એની ધર્મપત્ની પાહિનીદેવી.'

આ પાહિનીદેવીનો જે વૃત્તાંત મળી આવે છે, તે ઉપરથી લાગે છે કે એનામાં શ્રદ્ધા અને પ્રેમ એ બે તત્ત્વો કોઈ સામાન્ય સ્ત્રીમાં ન મળી શકે એટલા પ્રમાણમાં વિકાસ પામેલાં હતાં.

હેમચંદ્રાચાર્યના પોતાના જીવનમાં શ્રદ્ધા અને પ્રેમ દેખાય છે એ આ માતાનો વારસો છે.

હેમચંદ્રાચાર્યે પોતાના જીવનમાં ગીતાનો પરમ શબ્દ 'સમન્વય' અથવા જૈન તત્ત્વજ્ઞાનનો મહાન શબ્દ 'સ્યાદ્વાદ' સાધી બતાવ્યો તેમાં પાહિનીએ આપેલા આનુવંશિક ગુણોનું પ્રમાણ ઓછું નહિ હોય.

એ વખતે ત્યાં એક સાધુ ધંધૂકામાં રહ્યા હતા. તેમનું નામ દેવચંદ્રસૂરિ.

એક વખત પાહિનીએ ગુરુને વંદન કરતાં કહ્યું: 'મહારાજ ? મને એક સ્વપ્ન આવ્યું. જાણે કોઈ અલૌકિક તેજોયુક્ત ચિંતામણિ મેં આપને ભેટ ધર્યો !'

જેમણે જીવનપર્યંત વિદ્યા, વિરાગ અને વીતરાગની ઉપાસના કરી છે, જેમની મહેચ્છા પોતાની પછી પોતાના માર્ગે કોઈ ને કોઈ એકાકી સાધુ, દીપક પ્રજ્વલિત રાખે એવી છે, જેમણે જીવનમાં કોઇ વસ્તુમાં રાગ બતાવ્યો નથી, એવા મહાન દેવચંદ્ર, પાહિનીનું આ વાકય સાંભળીને એક ઘડીભર એની સામે જોઈ રહ્યા.

એમની સામે જાણે મૂર્તિમંત શ્રદ્ધા હોય તેવી પાહિની હતી.

નમણો લલિત દેહ વંદવાથી વધુ વિનમ્ર લાગે છે: મોં ઉપર સૌમ્ય તેજ છે: અંતર જાણે સભર પવિત્રતાથી છલકાઇ રહ્યું છે. એક ઘડીભર દેવચંદ્રસૂરિની નજર સમક્ષ જાણે કોઈ બાળક અંતરિક્ષથી આવતો હોય તેવું લાગ્યું: એમના સાધુ-હૃદયમાં પણ એક ઘડીભર આનંદોર્મિ આવી ગઈ. એમને થઇ ગયું કે 'ગુજરાતનાં આવાં નારીરત્નો પાસેથી, પ્રણાલિકા ને પથદર્શનના ધુરંધરો કદાચ ન મળે ? કદાચ આ સ્વપ્ન —કોઇ મહાન સત્યની આગાહી ન હોય ?'

તે બોલ્યા, તેમની દૃષ્ટિ ધરતી ઉપર હતી: એમના શબ્દોમાં ભવિષ્યવેત્તાનું અલૌકિક ગાંભીર્ય હતું: એમની

વાણીમાં ઋષિમુનિઓની, વાણીને અનુસરતા અર્થની, નિર્મળ તેજસ્વિતા હતી:

'ભદ્રે! તું કોઇ મહાન ચિંતામણિની સર્જન-ભૂમિકા-રૂપે છે: તું કોઇ મહાન સત્ત્વને વિદ્યા, વીતરાગ ને વિરાગ એ રત્નત્રયીની ઉપાસના માટે આપશે.'

પાહિનીની કૂખે ચંગદેવનો જન્મ થયો. તે દિવસે કાર્તિક પૂર્ણિમા હતી. વિક્રમનો સંવત ૧૧૪૫ હતો.

( ૩ )

થોડા સમય પછીની વાત છે. આ સ્વપ્નદર્શન તો સ્મૃતિમાંથી સરી ગયું છે. માતા પોતાના બાળકને સાથે લઈને આડોશીપાડોશીને ત્યાં જાય છે. ચૈત્યવંદના કરવા જાય છે. શ્રેષ્ઠીના કુલધર્મ પ્રમાણે ચાચ તો કોઈ વખત ઘેર હોય છે. કોઈ વખત બહારગામ હોય છે. એનું સઘળું ધ્યાન એનો વેપાર રોકી રહ્યો છે. એ સમયે તો હિંદી મહાસાગર એ સાહસિક ગુજરાતીઓ માટે દુર્લભસરોવર જેવું એક સરોવર હતું.

લાંબી નજર નાખો ત્યાં સુધી નજર પહોંચે તેવા વિશાળ, સપાટ, ખાડાટેકરા વિનાના, સીધા ભાલના પ્રદેશમાં ગામને પાદર ઊભા રહીને કોઈ વખત મા ઘઉંના હરિયાળાં ખેતરો બાળકને બતાવે છે.

નાનું બાળક જાણે સૌન્દર્યદર્શન માટે નહિ પણ સત્યદર્શન માટે જન્મ્યું હોય તેમ તેની તરફ નિર્દોષ હાસ્ય કરીને જોઈ રહે છે: અને પછી મંદિરોની પેલી ભવ્ય શિખરમાળા તરફ આંગળી ચીંધે છે.

મા બાળકને પોતાની છાતી સરસી ચાંપી લે છે. એને ખબર નથી, પણ એક દિવસ આ બાળકને હાથે જ એ સંસારની સર્વ પ્રવૃત્તિનો રાગ છોડી, કેવળ પોતાનામાં જ પોતાપણું શોધનાર મહાન સાધ્વી બનનાર છે.

પાંચેક વર્ષના ચંગદેવને આંગળીએ વળગાડી પાહિની એક દિવસ ગુરુની વંદના કરવા ગઇ હતી.

એક ઘડી પછી એનો એ પુત્ર એનો નહિ હોય પણ ધર્મસંસ્થાનો હશે, ગુજરાતનો હશે, સૌને માટે જીવનધર્મ સરજનારો થઇ રહેશે, એ લાડઘેલી માતાને ખબર નથી.

ચંગદેવની હોંશિયારી, ચપળતા, એની રમતગમત કરવાની રીતો, એ સઘળી વાતો ગુરુ પૂછશે, ને પોતે એ સઘળી વાતો કહેશે, એ ઉલ્લાસથી એનાં પગલાં પણ અધીર બન્યાં હતાં.

તે ત્યાં પહોંચી. દર્શન કર્યાં. આંગળીએથી છુટ્ટો થઈને ચંગદેવ ક્યારે એકલો મંદિરના ખંડમાં અદૃશ્ય થઇ ગયો તે એને ધ્યાન ન રહ્યું. પણ જ્યાં દેવચંદ્રસૂરિની વંદના કરી, માતા કાંઇક વિહ્વળ આતુરતાથી ચંગદેવને શોધવા દૃષ્ટિ ફેરવે છે, ત્યાં કોઇ આજન્મ યોગીની છટાથી ગુરુના આસન ઉપર બેસી ગયેલો ચંગદેવ તેની નજરે ચડ્યો.

કોને ખબર છે, પણ ચંગદેવનો એક સમકાલીન તેજસ્વી રાજપુત્ર–લગભગ બરાબર એ જ સમયે–રાજસિંહાસન ઉપર બેસી આજન્મ પૃથ્વીપાલની છટાથી સૌને પાટણનગરીમાં આશ્ચર્યમુગ્ધ કરી રહ્યો હતો. જાણે વિધિની યોજના હોય કે આ બન્ને બાળકો ગુજરાતનો યશોધ્વજ ફરકાવે.

એક ચંગદેવ–હેમચંદ્ર: બીજો જયસિંહ સિદ્ધરાજ. એક શાંત-રસથી રંગાયેલો સાધુ, બીજો વીરત્વથી રંગાયેલો મહત્ત્વા-કાંક્ષી રાજાધિરાજ.

'અરે!' એ એટલું બોલી ન બોલી ત્યાં પ્રશાંત સમુદ્રની ધીર ગંભીર ગર્જના જેવો સૂરિનો અવાજ તેને કાને પડચો: 'ભદ્રે! તે દિવસનું મહાસ્વપ્ન તને યાદ છે કે?'

એ બોલ્યા તો એટલું જ; પણ શબ્દની પાછળ રહેલો ધ્વનિ સ્પષ્ટ હતો. આજે જાણે ગુરુ એ સ્વપ્નને સત્ય કરવા માટે કહી રહ્યા હતા.

શ્રદ્ધા ઉપર વાત્સલ્યે વિજય મેળવ્યો: ભક્તિ પ્રેમના પ્રભાવમાં ડગતી લાગી: સંસાર સાધુધર્મ કરતાં વધારે સોહામણો લાગ્યો. એક ઘડીભર ગુરુના શબ્દથી પાહિની વિહ્વળ થઈ ગઈ. તેની આંખમાં જરાક આંસુ આવી ગયાં:

'હે પ્રભુ! મારો એકનો એક પુત્ર છે. નાનો છે. મારો એક માત્ર આધાર છે. લક્ષ્મીનંદન છે. એના પિતા હાજર નથી. એના પિતાને આવતાં વેંત તરત એને તેડીને વ્યવ-હારની મુશ્કેલી માત્ર ભૂલી જવાની ટેવ છે!' અને તે ગદ્‌ગદ કંઠ થઈ ગઈ.

દેવચંદ્રસૂરિની કલ્પના સમક્ષ એમનું પોતાનું બાળ-પણ—એક ઘડીભર આવી ગયું: એક ઘડીભર માટે એ નાના બાળક બની ગયા. પણ બીજી ક્ષણે તો જેણે જીવનભર દર્શનપ્રવર્તકનું હરક્ષણે ચિંતન કર્યું હતું તેની સમક્ષ **हतमोहमहामल्लः** એ પ્રસન્ન ગંભીર વાણી આવીને ઊભી અને એમણે એ જ ગંભીર શાંત વાણીમાં પાહિનીને કહ્યું:

'ભદ્રે ! તૃણાંકુર પર રહેલા જલબિંદુ જેવું જીવન ક્ષણિક છે. કોણ જન્મેલો મર્યો નથી કે તને આ મોહ જાગે છે? તે મહાસ્વપ્ન તને યાદ છે? આ તારું બાળક, કદાચ લક્ષ્મીનંદન થશે, યશ મેળવશે, સમાજમાં શ્રેષ્ઠ ગણાશે, વખતે રાજ્યાધિકારમાં સ્થાન પામશે, પણ એ સઘળાંથી તને સંતોષ થશે? અને ખરી રીતે તો એનામાં જે છે એને સંતોષ થશે? એ યોગી થવા જન્મેલાને તું આંહીં રાખીને શું કરશે? જીવનમાં ત્રણ વાનાં નઠારાં છે: *પીઠ દેવી, પૌરુષથી હારવું ને દિલ ચોરવું. તું મોહથી પરાજય પામ્યા વિના, પૌરુષથી ને દિલ ચોર્યા વિના દઇ શકે તો આ બાળકને ધર્મને ચરણે મૂકી દે. ગુજરાતની નારીઓ જેવી બહાદુરીથી પોતાના વ્યાપારી પતિઓને મહાસાગરની મુસાફરી માટે અનુજ્ઞા આપે છે, તેવીજ બહાદુરીથી સંસારસાગરની એક મહાન મુસાફરી પાર કરવા આ શિશુની જીવનનૌકાને તું ધર્મધ્વજ નીચે જવા દે. ગુજરાતની સરસ્વતી એના વિના અપૂર્ણ રહેશે. આર્હત દર્શન એના વિના અધૂરું લાગશે. જેને માટે ગુજરાતનો વિશાળ પ્રદેશ ફળી જેવા છે, એને તું ઘરઆંગણે રાખીને ઘરકૂકડી બનાવી શું કરીશ? એની મુદ્રામાં ગુજરાતના વિજયનો રણકો છે, એની જિહ્વામાં માલવાની સરસ્વતી છે, એના જીવનમાં આર્હત દર્શનનો સૌરભ છે. તું અને, સરસ્વતીપુત્રને, દ્રષ્ટાને, યોગીને, કવિને, એને તું શું કરશે, ભદ્રે !'

ધર્મોપાસના એ પાહિનીના જીવનનું કેન્દ્રસ્થ બળ

* દ્વચાશ્રય ૧:૬:૯૫

હતું. એ કોઈ આચારઘેલી ધર્મઘેલી ન હતી કે આ મહાત્યાગનું મૂલ્યાંકન આંકતાં પાછી હઠે.

પણ આ સાંભળીને જેવો મેઘકુમારની માતાને થયો હતો તેવો એને શોક થયો.

પણ તેણે અનેક શિશુઓને ધર્મધ્વજ નીચે જતાં—અને ધર્માધિકારી થતાં જોયાં હતાં. લક્ષ્મી કરતાં એને મન ધર્મ વધારે સત્ય હતો. બાળકના પિતાની ગેરહાજરી છે એ વિચારે જરાક વિહ્વળ તો થઈ. પછી સાંભર્યું કે એ ગેરહાજરીમાં જ ઈશ્વરી સંકેત નહિ હોય?

બીજી ક્ષણે એણે કાંઈ પણ વધુ વિચાર કર્યા વિના, ગુરુના ચરણમાં બાળક ધરી દીધો.

ગુજરાતણો જેવી વ્યાપારનિષ્ઠાથી મહાસમુદ્રને ખોળે પોતાનાં સંતાન ધરી દે, રણચંડી નારીઓ જેવા વીરત્વથી પોતાનાં દુધમલ શિશુને રણક્ષેત્રને સોંપી દે, એવી નૈસર્ગિક છટાથી એણે ગુરુના ચરણમાં બાળકનું મસ્તક મુકાવી, નમન કર્યું; અને પછી પોતે કાંઈ ન હોય તેમ શિશુને તજી, જનનીભાવને અંતરમાં સમાવી, બહાર નીકળી.

એ ચૈત્યમંદિરનાં પગથિયાં ઊતરતી ધીર, પ્રશાંત અને છતાં વેદનાપૂર્ણ સ્ત્રી, સાધ્વી અને માતા પાહિનીનું ચિત્ર હજી સુધી કોઈ કવિએ કે ચિત્રકારે દોર્યું નથી: એની નજરે એ વખતે ભવિષ્યના ગુજરાતમાં ધર્મવિજય કરતો, પોતાનો સરસ્વતીપુત્ર આવી રહ્યો હતો. ધંધૂકાની એ નારીરમણીના દેહ ઉપર, ગુલમોર ઉપર ફુલ્લપ્રફુલ્લ રક્ત પુષ્પો શોભે તેમ, પાટણનું મહામોલું નારીકુંજર શોભી રહ્યું હતું: એના કંઠમાં

સોનાની માળા પડી હતી: કાનમાં શિરીષ પુષ્પના જેવું કર્ણફૂલ ઝૂલી રહ્યું હતું: એમાં લટકતા મૌક્તિક લંકાની સુવર્ણ-રજથી અંકિત થયાં હતાં. એના નાના સુંદર લાલ હોઠ ઉપર ધર્મની પવિત્રતા બેસી ગઈ હતી. એના ભાલમાં કુંકુમનો ચાંદલો શોભી રહ્યો હતો. એના પગમાં પડેલી ઘૂઘરીઓ અવાજ કરવા અધીર થઈ રહી હતી. એ એક ઘડીભર પગથિયે થોભી ગઈ; જરાક ઊંચી ડોકે પાછા ફરીને જોઈ લીધું; નિર્દોષ સ્મિતમાં કોઈ આજન્મ યોગીની છટાથી શોભતું હોય તેવું ચંગદેવનું રૂપાળું મોં પોતાના અંતરમાં એણે ઉતારી લીધું અને પછી,

**एको भावः सर्वथा येन दृष्टः,**
**सर्वे भावाः सर्वथा तेन दृष्टाः ।**

એવું કાંઈક બોલતી તે ઘર તરફ ચાલી નીકળી.

## (૪)

ચંગદેવને સાથે લઇને દેવચંદ્રસૂરિ સ્તંભતીર્થ તરફ વિહાર કરી ગયા.

પાહિનીએ ચંગદેવનું જે મોં અંતરમાં છુપાવ્યું છે એ એટલું તો સુંદર છે કે, એના અંતરનો કલેશમાત્ર શમી ગયો છે. એને પુત્રવિરહની પીડા નથી, પણ પોતાનો પુત્ર મહાન થવા જન્મ્યો છે એ શ્રદ્ધાથી એનું હૃદય પ્રસન્નગંભીર બન્યું છે. એ હરક્ષણે પોતાના પતિ ચાચની આવવાની રાહ જોતી બેઠી હતી.

જે ઘરઆંગણે પ્રવેશ કરતાં સોનેરી ઘૂઘરીનો રણકાર કરતો ચંગદેવ તેની સામે દોડતો ત્યાં આજે એટલી શાંતિ એણે જોઇ કે એને એ શાંતિમાં જ કોઇ મહા તોફાનની આગાહી લાગી. તે અંદર ગયો તો પાહિની પોતાના ધર્મ-કાર્યમાં તલ્લીન વિરક્તાવસ્થામાં બેઠી હતી. ખંડે ખંડ ફરી વળ્યો. ચંગદેવ ક્યાંય ન હતો. તેણે ઉતાવળે—કાંઇક વ્યગ્ર અવાજે પાહિનીને પૂછયું:

'ચંગ ક્યાં છે?'

'ગુરુ—દેવચંદ્રસૂરિને ચરણે!'

વજ્રપાત થયો હોય તેમ ચાચ ક્ષોભ પામીને ઊભો રહ્યો: 'ગુરુને ચરણે? એટલે?'

તે વખતનું સ્તંભતીર્થ તે આજના ખંભાતને હિસાબે એક મહાન નગર હતું. એના સમુદ્રમાં દેશપરદેશનાં જહાજ વ્યાપાર માટે આવીને નાંગરતાં. એને ત્યાં ઇરાન અને અરબસ્તાનના વેપારીઓ આવીને રહેતા. ઉજ્જયિની, ઇંદ્રપ્રસ્થ, અને કાશ્મીર—એમનું બંદર તો સ્તંભતીર્થ હતું. એને ત્યાં મહાસમુદ્રની મુસાફરી ખેડનારા વ્યાપારીઓ હતા. સોલંકીઓ સૌરાષ્ટ્ર અને લાટની ભૂમિ ઉપર આધિપત્ય ચલાવતા તે આ સ્તંભતીર્થની સમૃદ્ધિથી: એનો દંડનાયક અણહિલપુર પાટણમાં મહત્ત્વનું સ્થાન ભોગવતો. સોલંકીઓની નૌકાસેના ખંભાતમાં રહેતી. દરિયામાં આવતાં પરદેશી જહાજો શહેરમાંનાં ભવ્ય પ્રાસાદનાં ઉત્તુંગ શિખરો જોઈને છક્ક થઈ જતાં. સિંધુ દેશથી કોકણ સુધીના કિનારા પર એના જેવું વિશાળ, વૈભવશાળી, અને વ્યાપારપ્રધાન એકે નગર એ વખતે ન હતું.*

મહાન સિદ્ધરાજે એ નગરને દેશદેશની પ્રજાના સંગમસ્થાન જેવું ગણી એ ધાર્મિક મતમતાંતરની ભૂમિકા ન બની જાય એટલા માટે તો વિક્રમના સમયથી ચાલતો આવેલો, **क्षतात् किल त्रायत इत्युदग्रः क्षत्रस्य शब्दो भुवनेषु रूढः**

*ખંભાતનો ઇતિહાસ અને વસંતરજતમહોત્સવ અંકમાં આવેલ 'ગુજરાતનું વહાણવટું' એ શ્રી. રત્નમણિરાવના લેખોને આધારે; ઇલીયટ Vol. II; તથા દ્વયાશ્રય: ૧૩-૭.

સ્વીકારી, પોતે જાતે ગુપ્ત વેષે ખંભાતમાં આવી ખતીબઅલીને દાદ અપાવી હતી. હજી લોકના કંઠમાં કદાચ એ વાત રમતી થઈ ન હોય; પણ ગુપ્ત વેષે ફરતાં જ્યાં, 'સાથે પીધાથી મત્ત થયેલાનાં સાથે ગવાતાં ગીતોમાં પોતાના ગુણનું કીર્તન સાંભળતો' ત્યાં તે પ્રત્યે 'અનાસ્થા' ધારણ કરીને સિદ્ધરાજ પોતાના ગુણગાન સાંભળવા ઘડીભર પણ ટકતો નહિ: એવી એની ભવિષ્યની રીત, અને સત્ય વસ્તુ મેળવવાની પાટણના રાજસિંહાસનની ન્યાયવૃત્તિ, ઇરાન અને અરબસ્તાનના સમુદ્રમાં પાકતાં મૌક્તિક જેવી સ્વચ્છ ને તેજસ્વી થવાની છે, એ વાત તો પાટણનો મંત્રીસમાજ સિદ્ધ કરી શક્યો હતો: એટલે એની આ ગુપ્તચર્યાની કથા સ્તંભતીર્થના નગરજનો ભારે આનંદપૂર્વક એક બીજાને કહી રહ્યા હશે, *અને કદાચ સિદ્ધરાજ જયસિંહની એવી કીર્તિકથા 'ખમ્ભાઈતિ' રાગમાં કોઈ સંગીતકોવિદ પોતાને આંગણે ઘડી પણ રહ્યો હશે: એવે સમયે દેવચંદ્રસૂરિએ, જે વખતે બાળક ચંગદેવ સાથે દંડનાયક ઉદયનમંત્રીની મુલાકાત લઈ ને તેને ભવિષ્યના એક ગુજરાતી તરીકે વર્ણવ્યો ત્યારે, પોતે અમારિધર્મનો ઉપાસક

* ટૂંકમાં એ વાત નીચે પ્રમાણે છે: કોઈ કારણથી ખંભાતમાં રહેતા મુસલમાનો અને પારસીઓ વચ્ચે ઝઘડો થયો અને તેમાં મુસલમાનોને નુકસાન થયું. આ ફરિયાદ કરવા ખતીબઅલી નામનો માણસ પાટણ ગયો. પણ ત્યાં તેનું કોઈએ સાંભળ્યું નહિ. છેવટે શિકારે જતા સિદ્ધરાજને જંગલમાં મળીને તેણે હકીકત કહી. સિદ્ધરાજે આમાં ધર્મભેદને બાજુએ મૂકી, ગુપ્તવેષે, ખંભાત તરફ પ્રયાણ કર્યું અને સત્ય હકીકત મેળવી, ભર દરબારમાં તેને ન્યાય આપ્યો. પણ આ પ્રસંગ જયસિંહના ઉત્તરકાળમાં બન્યો હોઈ, આંહીં એટલો કાલાતિક્રમ લાગશે.

છતાં, મંત્રી ઉદયન એક ઘડીભર વિચારમાં પડી ગયો.

પણ છેવટે મંત્રી ઉદયને દેવચંદ્રસૂરિનું કથન સાંભળીને ચંગદેવને પોતાના આશ્રયમાં લીધો.

એટલામાં પુત્રવાત્સલ્યથી પ્રેરાયેલો ચાચ ખંભાતમાં આવી પહોંચ્યો ને પોતાનો પુત્ર દેવચંદ્રસૂરિ પાસેથી મેળવવા ઉદયનમંત્રીને દ્વારે આવી પહોંચ્યો. સમાધાનપૂર્વક કામ લેવાની વૃત્તિવાળા મંત્રીએ પોતાની મહત્તાનો લેશ પણ ગર્વ કર્યા વિના, ધૂળથી ખરડાયેલા શરીરવાળા, વ્યાકુળતાથી કૃશ-દેહવાળા, વિહ્વળ બની ગયેલા, અને અન્નનો ત્યાગ કરી કૃતનિશ્ચય થયેલા ચાચને અત્યંત માનપૂર્વક પાસે બેસાર્યો. ચાચનું અંતર તો,

माणि पणट्ठइ जइ न तणु तो देसडा चइज्ज ।
मा दुज्जण-कर-पल्लविहीं, दंसिज्जंतु भमिज्ज ॥ *

શરીર નષ્ટ ન થાય તો, દેશ છોડવો યોગ્ય—એ ઉક્તિ પ્રમાણે પુત્ર ન મળે તો શરીરત્યાગ કરવો, એમ નહિ તો દેશત્યાગ કરી દેવો, પણ દુર્જનની છાયા નીચે ન જ રહેવું, એવા ભારે નિશ્ચયથી ઉગ્ર બની ગયું હતું. પણ જેણે કુમા-રાવસ્થામાં છીપણ*નો આશ્રય લઇ ને પણ જીવનનિર્વાહ

* કુમારપાલપ્રતિબોધ—કુમારપાલપ્રતિબોધ પ્રમાણે તો નેમિ નામે પાહિનીના ભાઇએ દેવચંદ્રસૂરિને ચંગદેવની પિછાન આપી; ને ચંગદેવ પોતે જ 'યાનપાત્ર આપીને ભવસાગરથી પાર ઉતારવા' ગુરુને વિનંતી કરે છે. ઐતિહાસિક દૃષ્ટિએ એ વસ્તુમાં અતિશયોક્તિ લાગવાનો સંભવ છે.

* પ્રબંધચિંતામણિ.

ચલાવી અનેક મુશ્કેલીઓ વચ્ચે પોતાનું નાવ હંકાર્યું હતું તે ઉદયનમંત્રી તેની આ મનઃકામનાથી કાંઇ અજાણ્યો ન હતો.

તેણે ચાચને જોઇને કહ્યું: 'આવો શ્રેષ્ઠી! આવો. આજે તો સ્તંભતીર્થનાં પરમભાગ્ય કે, તમારા જેવાને પણ એની સમુદ્રકીર્તિએ આકર્ષ્યા.'

ચાચને આ વાક્યમાં રહેલો અતિશય વિવેક વધારે અવિવેક લાગ્યો. તેણે મર્યાદાઉલ્લંઘન કરી સખત શબ્દોમાં ઉદયનને કહ્યું: 'મંત્રીરાજ! દિવસ તો ચડતોપડતો આવ્યા જ કરે છે. પુત્રવિરહથી વ્યાકુળ એવા મજ જેવા ગરીબને આમ સત્કાર આપવો ઠીક નથી. હજી તો મહારાજ જયસિંહ સિદ્ધરાજની ન્યાયવૃત્તિમાં લોકશ્રદ્ધા અચલિત છે.

જરા પણ શાંતિ ખોયા વિના ઉદયને જવાબ દીધો: 'શ્રેષ્ઠી! શરીરનું સુખ અધમને માટે છે, સમૃદ્ધિનું સુખ મધ્યમને માટે છે, માત્ર ઉત્તમ પુરુષો જ કોઈ અદ્‌ભુત પદાર્થ માટે યત્ન કરે છે!'

ચાચે કહ્યું: 'હું તમારી પાસે ન્યાય મેળવવા આવ્યો છું. પંચકુલ*ભેગું કરી મને ન્યાય અપાવો. નહિતર*ઇન્દ્રસભાની બરોબરી કરનારી મહારાજ સિદ્ધરાજની સભામાં હું ન્યાય મેળવવા જાઉં!'

ઉદયન બોલ્યો: 'શ્રેષ્ઠી! પ્રથમ તો તમે કહો કે હું તમારું શું પ્રિય કરું? શું કરું તો તમે શાંત થઇને આ વાતનો વિચાર કરો!'

* પ્રબંધચિંતામણિમાં સિદ્ધરાજની સભાની ઇન્દ્રસભા સાથે સરખામણી કરી છે.

ચાચને તો પોતાના પુત્ર સિવાય બીજી કોઈ વાતમાં અત્યારે રસ ન હતો. એને પોતે ન્યાય આપશે જ એવું સાંત્વન આપી, ઉદયને અન્નભોજનાદિથી સત્કાર કર્યો. જ્યારે ચાચ કાંઈક શાંત થયો ત્યારે ઉદયન પોતે, ચંગદેવને પોતાની આંગળીએ વળગાડી, ચાચની પાસે લાવ્યો. તેના ખોળામાં તેના સંતાનને મૂકી ઉદયને અત્યંત ગંભીરતાથી કહ્યું: 'સજ્જન! આ તમારો પુત્ર. તમે એને આચાર્ય દેવચંદ્રસૂરિ પાસે રહેવા દેશો તો એ ગુજરાતને ધર્મધ્વજથી અંકિત કરી દિગંતવ્યાપી કીર્તિ મેળવશે. તમે વણિક છો. વ્યાપારી છો. ધનમાં અત્યંત શ્રદ્ધા ધરાવો છો. મારું એક કહેવું માનશો? મારી પાસે અઢળક સમૃદ્ધિ છે: મને એનાથી સંતોષ થયો નથી. લાગે છે કે થવાનો પણ નથી. જેમ*સુવર્ણપુરુષ મળવાથી પણ ઇચ્છાની તૃપ્તિ થતી નથી, તેમ ગમે તેટલો કાળ સાથે રહો તોપણ પ્રેમના મોહને નિવારી શકાતો નથી. અને છેવટે એક કાળે તો અવશ્ય જુદા પડવાનું રહે છે જ. આ આપણું શરીર જે કામ માટે યોગ્ય ન હતું તે કામ માટે આ ભાગ્યશાળી બાળકનું શરીર યોગ્ય છે. શરીરને ઉચિત પોષણ આપી તેનો સદુપયોગ કરવાની મહાન રાજવાટમાંથી આ શિશુને તમે પાછું વાળશો તો તેમાં કોઇનું પણ શ્રેય નથી. કેવળ મોહથી જે લોકો સત્પંથને નિહાળી

*સુવર્ણપુરુષસિદ્ધિ: માણસ જેવડી સોનાની મૂર્તિમાંથી જોઇએ તેટલું સોનું કાપી લેવા છતા એ મૂર્તિ પાછી પહેલાં જેવી અખંડ થઇ જાય તેનું નામ સુવર્ણપુરુષસિદ્ધિ—પ્રબંધચિંતામણિ (ફા. ગુ. સભા), પૃષ્ઠ ૨૨૭.

શકતા નથી તેમના જેવું આ તમારું વર્તન છે:×મહાયામ-થી વિમુખ કરાવીને એ શિશુનું તમે શું કલ્યાણ સાધી શકશો? હું તો આટલું જ કહું:

जयं चरे जयं चिट्ठे जयमासे जयं सए ।
जयं भुंजंतो भासंतो पावं कम्मं न बंधइ ॥

ઉદયન એટલું બોલીને શાંત થઈ ગયો. અને પોતાના વાક્યની શી અસર ચાચ ઉપર થાય છે એની પ્રતીક્ષા કરવા લાગ્યો.

તેણે શૈશવમાં દરિદ્રાવસ્થા જોઈ હતી. તે સાહસિક ને પરાક્રમી હતો. જૈનધર્મમાં એને અચલ શ્રદ્ધા હતી. એના મનથી વીરત્વભરેલી અહિંસા—સામાજિક લૌકિક અને વ્યક્તિગત ઉત્કર્ષ સાધવા માટેની—એ સુંદરમાં સુંદર રાજવાટ હતી. અને છતાં એણે અનેક રાજદ્વારી કાર્યોની ધુરા વહીને પોતાની જાતને હરકોઇ મુશ્કેલી માટે હરેક રીતે તૈયાર કરી હતી. તે સમરભૂમિનો જ્ઞાતા હતો. ખડ્ગધારણ એણે કુલધર્મની પેઠે સ્વીકાર્યું હતું. એના પુત્રો સમરવિજેતા થવા નિર્માયા હતા. છતાં એ માનતો કે લૌકિક વ્યવહારમાં જે વાણી, કર્મ અને મનથી અહિંસક પ્રયોગો કરે છે, તે જીવનને, અમુક ઉચ્ચ પ્રકારની ભૂમિકાથી જીવવાનો પ્રયત્ન કરે છે.

તેમણે રાજદ્વારી પુરુષની કુનેહથી ચાચની મુખમુદ્રા તરફ જોયા કર્યું.

---

×અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ મહાવ્રત.

ચાચ અનેક વ્યાવહારિક ગડમથલો વચ્ચે પણ ક્યારેક એનાં કાન પર પડી ગયેલી વાણીને સંભારી સંભારીને પોતે નિશ્ચય-અનિશ્ચયની ભૂમિકા ઉપર આવીને ઊભો.

ઉદયને એ જોયું. તે મનમાં ગુંજી રહ્યો હતો:

**कुलं पवित्रं जननी कृतार्था**
**वसुंधरा भाग्यवती च तेन ।**
**अवाक्यमार्गे सुखसिन्धुमग्ने**
**लीनं परब्रह्मणि यस्य चेतः ॥**

ચાચ બોલ્યો: 'લક્ષ્મી લઈને પુત્ર વેચવા જેવો અધમ તમે મને માનો છો?'

'અરર! એ શું બોલ્યા? હું તમને એવા અભણ ગણું? પણ તમે પાટણના પ્રસિદ્ધ પુરુષોની હારાવલિમાં શોભે એવા તમારા આ પુત્રને ધંધૂકાની ધૂળમાં રગદોળાવા દેશો?'

ચાચે જે લોકકથાઓ સાંભળેલી તેમાંથી માલવનરેન્દ્ર ભોજ અને તેના મિત્ર ધનપાલની વાત એના સ્મરણમાં ચડી આવી. પાટણના મહાન આચાર્ય શાંતિસૂરિની વાત તેને આકર્ષી રહી. એક નાનકડા ઉનાયુ ગામનો રહીશ—આ શિશુ—પાટણમાં સરસ્વતીસ્થાનનો મહાન આશ્રય ગણાયો અને ધનપાલ જેવાએ પણ એની મુક્તકંઠે પ્રશંસા કરી. અણહિલપુરપાટણના પરાક્રમી ભીમની સભાના આ કવીન્દ્ર અને વાદિચક્રીની ખ્યાતિ તેણે સાંભળી હતી. કોને ખબર છે કે પોતાનો પુત્ર પણ એવો જ પરાક્રમી નહિ નીકળે? એક ઘડીભર તેનું મન નિશ્ચય-અનિશ્ચયના હીંડોલ પર ચડી ગયું.

ઉદયન મંત્રીએ કહ્યું: 'શ્રેષ્ઠી! દેશનું ગૌરવ કેવળ લક્ષ્મીમાં, કેવળ યુદ્ધવિદ્યામાં, કે કેવળ વ્યાપારમાં નથી. તેના કેટલા પુત્રો વિવિધ દેશમાં ને વિવિધ દિશામાં ધાર્મિક સંસ્કારિતા ફેલાવવા શક્તિમાન છે એ પણ દેશના ગૌરવનો વિષય છે. તમે ક્યાં નથી સાંભળ્યું કે અભયદેવસૂરિના એ પ્રસિદ્ધ શિષ્ય શાંતિસૂરિએ પાટણના જિનદેવ શેઠના પુત્રને સર્પદંશથી પણ મુક્તિ અપાવી હતી? કેવળ લૌકિક શક્તિ માટે તમારે તમારા પુત્રને રાખવો હોય, તો તમે એના પિતા છો, હું રાજપુરુષ છું; તમને અન્યાય તો આપી શકું તેમ નથી. પણ મને લાગે છે કે એની જીવનસમૃદ્ધિ લઈ લેવામાં તમે તમને અને એને—બન્નેને ભારે પાતકમાં પાડી રહ્યા છો. પછી તો તમારી ઇચ્છા.'

સરસ્વતીની શક્તિ કરતાં પણ મંત્રશક્તિનું આકર્ષણ ચાચને વધારે ગમ્યું. તેને પોતાનો પુત્ર કોઈ મહાન સાધુ ને વિજેતા થવા જન્મ્યો હોય તેવું લાગ્યું. 'થોડાં વર્ષો પછી એ ધંધૂકામાં આવશે અને આખું નગર એનાં દર્શન લેવા ઊલટશે; એ માત્ર એક હાથ ઊંચો કરશે ને હજારો માણસો એના ચરણમાં લોટશે; અણહિલપુરપાટણમાં એ નરપતિઓની સમક્ષ બેસશે: દેશવિદેશમાં એનું નામ પ્રસિદ્ધ થશે; એની મંત્રશક્તિ વડે આકાશમાંથી મેઘધારા છૂટશે....' ચાચની સ્વપ્નભોમ આગળ વધતી જ ગઈ, અને એ ધૂનમાં તેણે મંત્રીને કહ્યું: 'મંત્રીરાજ! હું તમને પુત્ર સોંપું છું!'

ઉદયને કહ્યું: 'મને નહિ—આચાર્ય દેવચંદ્રસૂરિને. અને ખરી રીતે તો હે સજ્જન! તેં તારા પુત્રને રત્નત્રયી-

જ્ઞાન–દર્શન ને ચારિત્ર—નો વારસો લેવા ગુરુને ચરણે ધરીને મહા । પુણ્ય સંપાદન કર્યું છે.'

એ પ્રમાણે ચંગદેવ ખંભાતમાં રહ્યો અને પછી દીક્ષાનો મહોત્સવ આવ્યો.

ઉદયનના મધુર વચનથી શાંત થઈ ચાચે પોતાના પુત્રના ધાર્મિક જીવનના પ્રયાણમાં સંમતિ આપી હતી. અને ત્યારપછી જ્યારે દીક્ષાપ્રસંગ આવ્યો, ત્યારે એ ચંગદેવ સોમમુહ—સૌમ્યમુખ—સોમચન્દ્ર—બન્યો. કારણ કે દીક્ષા લીધા પછીનું ચંગદેવનું નામ સોમચન્દ્ર રાખવામાં આવ્યું હતું. 'કુમારપાળ–પ્રતિબોધ' પ્રમાણે આ દીક્ષામહોત્સવ નાગ-પુર–નાગોર–મારવાડમાં થયો. અને તે વખતે ખરચ કરનાર ધનદ નામે શ્રેષ્ઠી હતો. 'પ્રભાવક–ચરિત્ર' પ્રમાણે આ મહોત્સવ ઉદયન મંત્રીએ કર્યો; અને ગુરુ મહારાજે ચંગદેવને દીક્ષા આપી તેનું નામ સોમચંદ્ર પાડ્યું.

આવી સઘળી હકીકતો તો આપણને તે વખતનાં ઐતિહાસિક સાધનોમાંથી મળી આવે છે; પરંતુ સોમચન્દ્ર ત્યારપછી લગભગ સોળ વર્ષે હેમચન્દ્રસૂરિ થયો ત્યાં સુધીનો આ સોળ વર્ષના આંતરિક જીવનનો–સાચો ઇતિહાસ આપણી પાસે નથી. આ શિશુએ તરુણ થઇને શી રીતે પોતાની સ્વપ્નસૃષ્ટિ જન્માવી, ઘડી અને સિદ્ધ કરી—એ કઠિન પંથ વિષે કોઈએ કાંઈ ઉલ્લેખ કર્યો નથી; પણ એ આંતરિક જીવનનો કાંઇક ઉકેલ આચાર્યનાં પોતાનાં પુસ્તકોમાંથી મળી આવે છે.

યોગશાસ્ત્રમાં એક વાક્ય છે: 'ઈંદ્રિયોની સર્વથા અપ્રવૃત્તિ એ કાંઇ ઈંદ્રિયવિજય નથી: ઈંદ્રિયોના વિષયોમાંથી રાગદ્વેષ ચાલ્યાં જાય તો પછી ઇંદ્રિયોની પ્રવૃત્તિ એ પણ ઇંદ્રિયજય છે.' બરાબર આ વાક્યને અનુસરનારું જ સોમચંદ્રનું જીવન હોવાનો સંભવ છે. ઐતિહાસિક દૃષ્ટિનો અભાવ હોવાથી, આપણે કેટલાય ભૂતકાલીન મહાન પુરુષોનાં જીવનચરિત્રો વિષે સંપૂર્ણ જાણી શકતા નથી, આ એક દલીલ છે ખરી; પરંતુ એની સામેની બાજુ પણ આપણે જોવી જોઇએ. ખરેખર ઐતિહાસિક દૃષ્ટિના અભાવનું એ પરિણામ છે કે આવા મૌન વિના કોઇ પણ મનુષ્ય ખરી રીતે મહાન હોતો નથી, એ સત્યની ઝાંખી એમાંથી મળે છે? યશ—'That Last Infirmity'—ને લેશ પણ મહત્ત્વ ન અપાવું જોઇએ-*જો શાંતિના મહાન સમુદ્રનો તટ જોવો હોય તો. એ નિયમથી તો આ લોકોએ પોતાના વિષે મૌન સેવ્યું નહિ હોય? પોતાની જાત વિષે આ મૌન સેવવાની મહાનુભાવતા એ ખરી રીતે આંતરિક જીવનવિકાસનું એક પ્રાથમિક અને જરૂરી અંગ છે. કદાચ સઘળી જ બહિર્વૃત્તિઓના શમન પછી પણ એક આ વૃત્તિ બાકી રહે છે, એટલી એની

---

* 'All strong interests easily become impersonal, the loves of good job well done. There is a sense of harmony about such an accomplishment; the peace brought by something worthwhile. Such personal gratification arises from aim beyond personality—Adventures of Ideas. A. N. Whitehead. 'Fame is a cold hard notion.' હેમચંદ્રની પોતાની મનોદશા દર્શાવતું વાક્ય, अह्ले निंदहुं के'वि नवि, नह्महि वण्णहं कं'वि.

પ્રબળતા જોઈને જ એ જીવનમાં મૌનને પણ એક મહાન ગુણ માન્યો છે. ભગવાન બુદ્ધે તો **अप्पं पि चे सहितं भासमानो धम्मस्स होति अनुधम्मचारी**–એમ કહીને અલ્પ ભાષણનો મહિમા ગાયો છે. 'આચારાંગસૂત્ર'માં પણ કહ્યું છે કે, કેટલાક સાધકો થોડો કે ઘણો, નાનો કે મોટો, સચિત્ત કે અચિત્ત પરિગ્રહ રાખે છે–અને એમ કહીને સઘળા ત્યાગ પછી પણ એક રાગ રહે છે એનો ઉલ્લેખ કર્યો છે. આ રાગ—તે પોતે મહત્તા પ્રાપ્ત કરવાની આસક્તિ. કીર્તિનો મોહ, યશનો લોભ–એ છોડવાની તૈયારી કરવી હોય તો પ્રાથમિક ભૂમિકા તરીકે જાતવિલોપન–ધર્મ સેવવો રહ્યો. સોમચંદ્રે સોળ વર્ષ સુધી શું કર્યું એનો વિશ્વાસપાત્ર ઇતિહાસ આપણી પાસે આટલો જ છે કે સોળ વર્ષ એણે *મૌનના મહાસાગરમાં

* મૌન વિષે ચાર્લ્સ મોરગને આપેલો એક દાખલો ધર્મના આંતરિક પ્રવાહો કેટલા નિકટવર્તી છે એ બતાવવા માટે ઉપયોગી હોઈ આહીં ટાંક્યો છે : મારી ઓળખાણની એક કુમારિકા ઘરની દુઃખી હતી અને તેથી સાધ્વી થવાની ઇચ્છા કરી રહી હતી. તેને બહુ જ બોલવાની ટેવ હતી, અને એ ટેવનું એને ભાન પણ હતું. તેણે, એથી કરીને, મૌનસાધ્વીમંડળમાં દાખલ થવાની ઇચ્છા કરી, પણ તેને ના પાડવામાં આવી. આ પ્રમાણે ઉપરાઉપરી તેણે ત્રણ વખત દાખલ થવા પ્રયત્ન કર્યો ને ત્રણે વખત ના મળી. કારણ એમ આપવામાં આવ્યું કે She had a negative vocation and a positive vocation was necessary—એટલે કે she must desire silence as a means to the glory of contemplation and must enter the cloister believing she had been summoned thither to serve God in this, and in no other way. બીજી રીતે કહી એ તો સાધુતા, એ સંસારભીરુત્વના દોષને ઢાંકનાર તરીકે નહિ, પણ

નિમજ્જન કરી એક એવી અદ્વિતીય વસ્તુ સિદ્ધ કરી, કે જે વડે તેણે ભવિષ્યમાં સાધુ અને અસાધુ–સઘળાને સરખું આકર્ષણ કરવાની શક્તિ મેળવી : અને પોતે કાલિદાસના શબ્દોમાં કહીએ તો ' કાર્યક્ષમ ' પ્રાણ મેળવ્યો. સ્પેન્સર કહે છે તેમ ' The inner relation corresponds with its own efficient cause '–શરીર, મન, પ્રાણ, ધર્મ–કોઈ પણ વચ્ચે ક્યાંય વિસંગતિ ન જાગે એવી સિદ્ધિ એણે આ વર્ષોમાં મેળવી લીધી. 'આચારાંગસૂત્ર'માં વીરપ્રભુની તપશ્ચર્યામાં વર્ણવે છે તેમ, સોમચંદ્ર વિષે કહી શકાય કે, ' તે ઇંદ્રિયોના ધર્મથી વિરક્ત રહેતા અને અલ્પભાષી બની વિહરતા હતા. '

એ પોતે ગુણ તરીકે હોવો જોઈએ.—On Singleness of Mind: Charles Morgan. મેકડુગલ સરસ રીતે બતાવે છે કે 'All the true negative qualities such as sloth, meanness'—તે સુધારવી ઘણી મુશ્કેલ છે; પણ જેને એ 'positive undersirable qualities ' કહે છે તે સુધારીને વાળી શકાય છે. આવા વિકાસને અંતે 'The quality of his outward behaviour becomes a quality of his character. ' ( The Conduct of Life ) એટલે આ સંયમધર્મ, એ પ્રકારના જીવન પ્રત્યેની રસવૃત્તિમાંથી જન્મતો અથવા પોષાતો અથવા કેળવાતો ગુણ હોવો જોઈએ. સંસાર ભીરુતામાંથી સંયમનો જન્મ સંભવે જ નહિ. પંડિત સુખલાલજીએ ( પુરાતત્ત્વ વર્ષ ૧ : ૨ ) એમના એક લેખમાં દર્શાવ્યું છે તેમ જ્યારથી તેની (આત્માની) પ્રવૃત્તિ બદલાઈ સ્વરૂપોન્મુખ થાય છે ત્યારથી જ તેની ક્રિયામાં શુભાશયનું તત્ત્વ દાખલ થાય છે. ' અને તો જ એ ધર્મક્રિયા ખરા અર્થમાં છે.

આ પ્રમાણે સોમચંદ્ર વ્યાકરણ, યોગ, કાવ્ય, ન્યાય, તત્ત્વજ્ઞાન, શબ્દશાસ્ત્ર, ઇતિહાસ, પુરાણ, અને બીજા અનેક વિષયોમાં પ્રવીણ થવા 'મૌનના મહાસાગર'માં પોતાની નાવ ચલાવી રહ્યો હતો. તે અલ્પભાષી, સ્વપ્નદર્શી, તેજસ્વી અને સંયમી જુવાન પોતાના અંતરમાં તો 'શારદાદેશ'ની સરસ્વતીને ને માલવનૃપતિના 'સરસ્વતીકંઠાભરણ'ને નિહાળી રહ્યો હતો. એની સાથે રાત ને દિવસ, ચાલતાં ને ફરતાં, ઊઠતાં ને જાગતાં, નિદ્રામાં ને સ્વપ્નામાં સિદ્ધસેન દિવાકર, હરિભદ્રસૂરિ, અભયદેવસૂરિ, શાંતિસૂરિ, વાદિદેવસૂરિ અને પોતાના સમકાલીન સોમપ્રભસૂરિની પ્રતિમાઓ ફરી રહી હતી. એનું એકાંત જીવન અનેક મહાન નરોની પ્રતિમાઓથી સભર ભર્યું હતું. એ ઘણી વખત દિવસે પણ આ સ્વપ્ન નિહાળીને જાગી જતો હશે; અને માતા પાહિનીની મંગલમૂર્તિ, વિદ્વાન ગણાતા સોમચંદ્રને, હજી પણ પોતાનો નાનો પાંચ વર્ષનો ચંગદેવ હોય તેમ નિહાળી રહેતી હશે; એટલે યોગી, સંયમી ને જિતેન્દ્રિય સોમચંદ્રે માતાના પ્રેમસાગરની છોળ પાસે પોતાના યાંત્રિક વ્રતોના ખંડકોના ભુક્કેભુક્કા થવા દીધા હોય તો ના નહિ; કારણકે એણે તો માતાના પટોળાના પરિમલમાંથી પોતાના જીવનને વધારે સંયમી અને વધારે સુંગધી બનાવવાની કલા હસ્તગત કરી હતી. એ અલ્પભાષી તેજસ્વી જુવાન પોતાની આસપાસ સઘળે સરસ્વતીની ગરીબી અનુભવી રહ્યો હતો. શ્રેષ્ઠીઓ આવે જાય; પણ એમાંના કોઇને ગુજરાતની ભાષા-સમૃદ્ધિનો ખ્યાલ નથી. સોમચંદ્રના સ્વપ્ને ત્યારથી જ જુદું સ્વરૂપ

લીધું. એને ગુરુ પ્રત્યે અનહદ માન હતું; એની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા કરતાં એ પોતાનું જીવન ન હોય એ વધુ પસંદ કરે; પણ સોમચંદ્રને પાટણમાં વિદ્વાન પુરુષોની* સભામાં સ્થાન લેવાનું હતું. પોતે ધાર્મિક પુરુષ રહેવા છતાં, સાધુત્વ જાળવવા છતાં—એક એવી સમન્વયરેખાનું સર્જન કરવા ઇચ્છતો હતો કે, નવા ગુજરાતના 'સરસ્વતીકંઠાભરણ'-માં કોઇ પણ આડે ન આવે. એને મન ધર્મ મહાન હતો, સરસ્વતી મહાન હતી, ગુજરાત મહાન હતું; પણ એ સઘળી મહત્તા પ્રજાને વારસામાં મળે એ એને મન સૌથી મહાન કાર્ય હતું. કદાચ એને મન એ જ એનું જીવનકાર્ય હતું. એટલા માટે એણે તો Let us teach ourselves that honourable stop, not to outsport discretion' (આપણે જીવનમાં એક એવી વિવેકરેખા દોરીએ કે જેથી જીવનમાં વિવેક—સાચા અર્થમાં વિવેક જળવાઇ રહે; ) એણે એ જ જીવનસૂત્ર સ્વીકાર્યું.

એટલે વર્ષો જતાં ગુરુ દેવચંદ્રસૂરિએ સોમચંદ્રમાં નવીન જ પ્રતિભા નિહાળી. એને આ જુવાનમાં માત્ર સાધુ કે નૈયાયિક કે વૈયાકરણીનાં દર્શન ન થયાં. એ સઘળું તો એનામાં હતું જ; અને છતાં એના વડે એઓ શોભતાં હોય, અને એમને તો એ પોતાની, કોઇ હજી વધુ ઊંડી, હજી

*શ્રી રસિકલાલ પરીખે લખ્યું છે તેમ હેમચંદ્રે પાટણમાં જે સ્થાન મેળવ્યું તે અસાધારણ વિદ્વાનોની વચ્ચે મેળવ્યું હતું. શ્રીપાલે યોગ્ય રીતે કહ્યું છે કે જ્યાં સુધી જયસિંહની સભા જોઇ ન હોય ત્યાં સુધી સૌ કોઈ પોતાને વિદ્વાન માને. આવા મહાન વિદ્વાનોમાં સ્થાન મેળવવાની સોમચંદ્રની તૈયારી એ સરસ્વતીની સેવાનો નાદર નમૂનો છે.

વધુ તેજસ્વી ભાવના દર્શાવવાનું સાધન માનતો હોય એમ લાગતું. એની પોતાની ઇચ્છા તો કદાચ, સોમચંદ્ર ધાર્મિક પ્રવચન વડે લોકને ડોલાવનારી શક્તિનો વધુ ઉત્કર્ષ સાધે એ હશે. સ્તમ્ભતીર્થના ઉપાશ્રયમાં જ્યારે સોમચંદ્ર બોલતો હશે ત્યારે લોક એનાં વચનોની સરળતા, એની ઉદાહરણો આપવાની શક્તિ, એની ભાષાશુદ્ધિ, એની ગંભીર વાણી—એ સાંભળીને છક્ક થઇ જતા હશે. મંત્રી ઉદયન તો ગર્વમાં ડોલી રહેતો હશે. **शिष्यादिच्छेत् पराजयम्**—એ પ્રસિદ્ધ ઉક્તિ પ્રમાણે દેવચંદ્રસૂરિ એની વાણી સાંભળી ચિત્તની પ્રસન્નતા અનુભવતા હશે; પણ સોમચંદ્રને ખંભાત નાનું લાગે છે. એના અંતરમાં તો ભારતવર્ષનો દિગ્વિજય કરવાની મહેચ્છા છે. એના કાનમાં ધનપાલ ને શાંતિસૂરિની વિજય-ગાથા સંભળાય છે. એને તો ‘ શારદાદેશ ’ને પ્રત્યક્ષ નિહાળવો છે. એને આટલાં પુસ્તકો અને આટલી વિવેચનાથી પોતાનું અજ્ઞાન વધારે ને વધારે ખુલ્લું થતું લાગે છે. સૌ એને જ્ઞાની માને છે, સઘળા એને વિદ્વાન ગણે છે; પણ એ પોતાની જાતને હજી અજ્ઞાન ગણે છે; અને એમ ગણીને મહાન જ્ઞાનીઓની શક્તિનો સાચો ખ્યાલ આપે છે.

અને પછી તો એક દિવસ આવ્યો કે જ્યારે જર્જરકાય થયેલા દેવચંદ્રસુરિએ પોતાના પટ્ટશિષ્ય જિતેન્દ્રિય સોમચંદ્રને આચાર્યપદે સ્થાપવાનો નિશ્ચય કર્યો. આ વિષે એક દંતકથા છે. એના રહસ્યને જરાક ઉકેલીએ તો સોમચંદ્રે પ્રાપ્ત કરેલી સિદ્ધિનો દેવચંદ્રસૂરિને જે અનુભવ થયો તે વિષે કાંઈક ખ્યાલ આવે. દંતકથા તો એવી છે કે, એક વખત ગુરુ-

શિષ્ય બન્ને વિહાર કરતા હતા, તેટલામાં કોલસાનો ઢગલો જોઈ દેવચંદ્રસૂરિએ પૂછ્યું: 'આ શું છે?' સોમચંદ્રે જવાબ આપ્યો: 'હેમ.'

હવે ખરી રીતે તે હેમ હતું, પણ પ્રાકૃતજનોને તે કોલસા દેખાતા હતા.

ત્યારે ગુરુએ પણ જાણ્યું કે સોમચંદ્રને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઈ ગઈ છે.

આ દંતકથાને આવી રીતે ઘટાવી શકાય કે સોમચંદ્રના જીવનમાં હવે એ પળ આવી ગઈ હતી કે જ્યારે તેની દૃષ્ટિ શાસ્ત્રના શબ્દમર્મને પોતાના અનુભવથી નવો જ સ્વાંગ આપી શકે. એટલા માટે એનામાં આચાર્યપદની યોગ્યતા આવી ગઈ હતી. એણે એ વસ્તુ સિદ્ધ કરી હતી—જેને કેન્ટ 'self-less self'—'અહંતા વિનાનું સ્વચ્છ દર્શન' કહે છે. સોમચંદ્રને વિદ્યા મળી હતી—પરંતુ જેના વિના વિદ્યા એ મિથ્યા ભાર છે, એ જીવનદૃષ્ટિ પણ મળી હતી. એને મન સંસારમાં હવે કોઈ વસ્તુ આત્યંતિક રીતે કોલસા જેવી ન હતી. દોષ દૃષ્ટિનો હતો. સોમચંદ્રને હાથે ભાવિ ગુજરાતની મહત્તાનો પાયો નંખાવાનો હશે, એટલે જ દેવચંદ્રસૂરિએ તેને આચાર્યપદે અભિષેક કરવાનો નિશ્ચય કર્યો. ગ્લૅડસ્ટને કાર્ડિનલ મૅનીંગ વિષે કહ્યું હતું તેમ, સોમચંદ્રનો કોઈ સમકાલીન કહી શકત કે, 'You are one of the men to whom it is especially given to develop the solution of that great problem—how all our minor distractions are to be either abandoned, absorbed or harmonised, through the might of

the great principle of communion in the body of the Great Lord.'× સોમચંદ્રે પણ હરેક પ્રકારની ક્ષુદ્ર ઇચ્છાને પોતાના સ્વભાવમાં ગાળી દઈ તેમાંથી એક એવા પ્રકારનો જીવનરસ મેળવ્યો હતો કે ચોરાશી વર્ષની વય સુધી કામ કરતાં એને કદી શ્રમ પડ્યો નહિ; સાધુનાં આકરાં વ્રતોએ તેને યાંત્રિક બનાવ્યો નહિ; સંસારત્યાગની ભાવનાએ એનો લોકસંગ્રહધર્મ લોપ્યો નહિ. *દ્વયાશ્રયમાં તેણે લખ્યું છે તેમ 'જ્યાં લક્ષ્મી લેશ પણ દુઃખ પામતી નથી અને વળી શ્રી સરસ્વતી સાથે જરા પણ વૈર ધરતી નથી' એવો દેશ એના મનઃસ્વપ્નમાં સિદ્ધ કરવાની એની ભાવના હતી.

જ્યારે સોમચંદ્રને આચાર્યપદે સ્થિર કર્યા ત્યારે જે વિધિ થયો તે વિધિમાં પ્રભાવકચરિત્ર પ્રમાણે 'ચારે તરફ મંગલ-ધ્વનિ દર્શાવતાં વાદ્યો વાગ્યાં: શ્રી દેવચંદ્રસૂરિએ પોતે સોમ-ચંદ્રના શ્રવણને અગરુ, કર્પૂર અને ચંદનથી ચર્ચિત કર્યા. તેમને પવિત્ર સૂરિમંત્ર સંભળાવ્યો.' અને સોમચંદ્રમુનિએ હેમચંદ્રસૂરિ નામે ખ્યાતિ મેળવી.

તે દિવસ વૈશાખ સુદિ ત્રીજ—અક્ષયતૃતીયા હતી; અને વિક્રમનો સંવત ૧૧૬૬ હતો. મધ્યાહ્ન સમયે આચાર્ય

× આપણા સઘળા નાના નાના વિસંવાદો—જેમને તજવા જોઈએ, કાં તો વિશુદ્ધ કરવા જોઈએ, કાં તો સંવાદી બનાવી દેવા જોઈએ —એ વિસંવાદોનો કૂટ પ્રશ્ન આત્મદર્શનની છાયામાં ગાળી નાખ-વાનું સામર્થ્ય એક તમારામાં છે.

* श्रीर्न दुःखायते यत्र वाण्या वैरायते न च।
शब्दायित यशः शङ्खः सोयं श्रीगूर्जरेश्वरः॥ સર્ગ: ૭–૧૦૬

દેવચંદ્રસૂરિએ પોતાની કંથા સોમચંદ્રને ઓઢાડી, પોતાનું 'આચાર્ય'પદ તેને સોંપી દીધું.

એકવીશ વર્ષની તરુણાવસ્થામાં હેમચંદ્રે દર્શાવેલું જીવન અદ્ભુત રીતે સમર્થ હોવું જોઈએ. એ જમાનામાં જ્યાં કુમુદચંદ્ર ને વાદીદેવસૂરિ જેવા મહાસમર્થ નૈયાયિકો અને શ્રીપાલ જેવા કવિઓ હતા, અને રાજસભાના સામાન્ય સભાસદો પણ અવિદ્વાનને ઓળખી કાઢવામાં નિપુણ હતા, ત્યાં સ્થાન મેળવવા માટેની હેમચંદ્રની તૈયારી થઈ ચૂકી હતી.

આચાર્ય હેમચંદ્રનો મહોત્સવ ઉજવાઈ રહ્યો હતો. લોકોને આ જુવાન તપસ્વી વધારે આકર્ષી શક્યો હતો: જેમ કોઈ રાજપુત્ર યોગી બને અને વધુ આકર્ષક થઈ રહે તેમ હેમચંદ્ર વધુ આકર્ષક બની રહ્યો હતો. એણે પોતે યોગસૂત્રમાં લખ્યું છે તેમ, એણે મનઃશુદ્ધિ માટે સ્વીકારેલો માર્ગ એટલો સુંદર રીતે નૈસર્ગિક હતો કે, એ માટે લીધેલા વ્યર્થ શ્રમની એક પણ નિશાની એના ચહેરા પર ન હતી. એ મુખમુદ્રા એવી શાંત, તેજસ્વી, નિર્લેપ અને વધુ તો સંસારના જીવનરસનું અમૂલ્ય રહસ્ય પામનારી લાગતી હતી કે, શુભચંદ્ર ×જ્ઞાનાર્ણવમાં કહે છે તેમ, જે બેચાર મનુષ્યો સત્યાનુભવરૂપી આનંદામૃત વડે સંસારના તાપને મટાડી મુક્તિલક્ષ્મીને વર્યા છે, એ બેચાર મનુષ્યોમાં હેમચંદ્રની ગણના થઈ શકે તેમ હતું. પણ જેણે વાત્સલ્યભાવને અળગો કરી પોતાનું શિશુ ધર્મપ્રવૃત્તિને ચરણે ધર્યું હતું, તે પાહિનીદેવી આ મહોત્સવ નજરોનજર નિહાળ્યા વિના રહી શકે

× સર્ગ ૫: શ્લોક ૨૪–૨૯

કે! એણે જ્યારે મહોત્સવ નિહાળ્યો ત્યારે એને પોતાનું જીવન સાર્થક થતું લાગ્યું. કદાચ જેને લાલનપાલન અને લાડથી ઉછેરી પોતાની સાથે રાખી સાદો સંસારી બનાવી લોકોમાં શાહસોદાગર તરીકે પ્રસિદ્ધ બનાવ્યો હોત, કદાચ ધન્ધૂકના નગરશેઠ તરીકે જેણે વધુમાં વધુ કીર્તિ મેળવી હોત, તે ચંગદેવ આજે ધોળાં વસ્ત્રમાં ને વિરક્ત મનોદશામાં શોભી રહ્યો હતો. ધર્મલાભ માટે એણે ઊંચો કરેલો હાથ, જાણે ગુજરાતને છાઈ દઈને ઊભો હોય એટલો વિશાળ લાગતો હતો. એનું યૌવન મોહક હતું, શરીર સુંદર હતું, મુખમુદ્રા સૌમ્ય હતી, કાંતિ અદ્વિતીય હતી; પણ અનેક જુવાન, સુંદર, મોહક પુરુષોથી એ કોઈ રીતે જુદો તરી આવતો હતો. માણસોની ભીડ આડે રહીને પાહિનીદેવી છાની છાની પોતાના શિશુને નિહાળી રહી; અને એની આંખમાંથી પ્રેમનાં આંસુ ચાલી રહ્યાં. ખંભાતના નગરજનો, શ્રેષ્ઠીઓ, રાજપુરુષો—ખુદ મંત્રી ઉદયન પોતે—એની પાસે નાના લાગી રહ્યા.

થોડી વાર પછી મહોત્સવની પૂર્ણાહુતિ થવાનો વખત આવ્યો. આચાર્ય દેવચંદ્રસૂરિ પોતાનું પદ એવા યોગ્ય હાથમાં સોંપી રહ્યા હતા કે આજે આ સર્વોચ્ચ ત્યાગની શાંતિ એના મોં ઉપર કોઈ જુદી જ અવર્ણનીય જ્યોતિ પ્રકટાવી રહી હતી. તે વખતે ધીમે પગલે, સભાજનોની ભીડ વચ્ચે થઈ ને નતમસ્તકે એક સ્ત્રીશરીર આવતું દેખાયું.

આચાર્યે પોતાની સાધ્વી માતા પાહિનીદેવીને જોઈ!

પ્રથમ તીર્થંકર ઋષભદેવને નિહાળવા જેમ એમની

માતાનાં પ્રજ્ઞાનયન ખૂલી ગયાં હતાં, તેમ પાહિનીદેવીનાં આંતરનયન આજે સોમચંદ્રનાં દર્શને ખૂલી ગયાં; પણ યશોધરાને જોઈને જેમ ભગવાન તથાગતને પોતાનો ત્યાગધર્મ તુચ્છ લાગ્યો હતો, અને જેના ચરણ પાસે ઊભા રહેતાં તથાગતને, યુગયુગના વહી રહેલા પ્રેમસાગરના આ મહાતરંગ પાસે, પોતાની પ્રેમશક્તિ એક નાનકડી નદીની છોળ જેવી લાગી હતી, જેમ શંકરાચાર્યના વિરક્તિના મહાન સમુદ્રમાં માતૃપ્રેમના સંસ્મરણનું એક નાનું નાવડું હરહમેશ તરતું હતું, જેમ વનવાસથી પાછા ફરતા લક્ષ્મણને પોતાનાં શૌર્ય ને ત્યાગ ઊર્મિલાના વદન પર છવાયેલી એકાદ મૂકવાણીની કાવ્યપંક્તિ પાસે નાચીઝ લાગ્યાં હતાં. તેમ અત્યારે હેમચંદ્રાચાર્યને આ માતાના ચરણ સમક્ષ પોતાનો જ્ઞાનયોગ—ઉપાસના—કુછ વિસાતમાં ન લાગ્યાં. જે નારીના પ્રેમસાગરના તટે ઊભા રહીને મોટા મોટા નરપુંગવો નતમસ્તકે 'અમે તો હજી છીપલાં શોધીએ છીએ! અમે તો હજી શંખલા વીણીએ છીએ' એમ બોલવામાં ગૌરવ લે, એવા મહાન પ્રેમના પ્રતીક જેવી આ નારી હતી. આચાર્ય હેમચંદ્રે ઊભા થઈને દોટ મૂકી, અને સૌના દેખતાં એના ચરણમાં મસ્તક મૂકી દીધું.

'હું પણ આ પંથમાં જ તારી સાથે રહી છું—મેં બહુ વિચાર કર્યો—હવે હું આ રસ્તો નહિ તજું!' એમ કહેતી પાહિનીદેવી ત્યાં ઊભી રહી ગઈ હતી. થોડી વાર પછી તે બોલી: 'મને પણ, આચાર્યદેવ! સાધ્વીપંથમાં લઈ લો!'

હેમચંદ્ર એ જોઈજ રહ્યો. આજે એની મા એને અલૌકિક લાગી. એના હૃદયમાં સર્વત્ર જ્ઞાનની શાંતિ હતી. આજે જ એને ખબર પડી કે જેની પાસે જ્ઞાન કુછ વિસાતમાં નહિ, એવા મહાપ્રેમની પણ શાંતિ હોય છે. એ જાણે કહી રહી હતી: 'મેરે દુ:ખમેં ભરા વિશ્વસુખ, ક્યોં ન ભરું ફિર મૈં હામી.'*

હેમચંદ્રે કહ્યું: 'આવો, મા! આવો. જે રસ્તો તમે મને બતાવ્યો—એ જ રસ્તો આજે હું તમને બતાવું છું. પણ મા! તમે મને આ ધર્મધ્વજનો આશ્રય લેવરાવ્યો. આ કલ્યાણકેતુ તમારે માટે પણ સુખરૂપ બનો! તમારી કૃપાથી હું—

'મૈં ત્રિવિધ-દુ:ખ-વિનિવૃત્તિ-હેતુ
બાંધૂં અપના પુરુષાર્થ-સેતુ
સર્વત્ર ઉડે કલ્યાણ-કેતુ.' +

હેમચંદ્રાચાર્યે માતા પાહિનીને સાધ્વીવર્ગમાં આચાર્યપદે સ્થાપ્યાં અને 'પ્રવર્તિની'પદ અપાવ્યું: સંઘની સમક્ષ આચાર્યના સિંહાસનની માતાને અધિકારી બનાવી અને પોતાનું પુત્રઋણ અદા કર્યું.

હેમચંદ્રાચાર્યની મહત્ત્વાકાંક્ષા તો ભારતવર્ષમાં નામના મેળવવાની હતી, અને એ હેતુથી એમણે ખંભાત છોડીને પ્રસ્થાન કરવાનો વિચાર પણ કર્યો હતો; પરંતુ ગુરુ દેવચંદ્રસૂરિએ તેમને કહ્યું: 'સત્પુરુષોની કીર્તિ તેમના સ્થાનમાં જ

* યશોધરા : મૈથિલીશરણગુપ્ત.
+ મૈથિલીશરણગુપ્ત.

રહેતી નથી: તમે જો ગુજરાતને તજી જશો તો કદાચ તમને વધારે કીર્તિલાભ મળશે; પણ તમારી દેશભાવનાને સ્થિર કરવાનું એમાં નહિ બને. ભવાંકુરને દગ્ધ કરવાની ઇચ્છા રાખનાર સાધુજને—કર્મમાં આસક્તિ ન રાખતાં કર્મ કરવું એ જ એનું મહાન દેશાટન છે. શારદાને શોધવા કરતાં—શારદાને આંહી જન્માવો. 'વિક્રમાંકદેવચરિત'ના કવિએ ગુજરાતની વાણીને અસ્પષ્ટ કહી છે,* તે દોષ ટાળવો હોય તો ગુજરાતને તમારું કરો.'

બિલ્હણની શારદાદેશની સ્તુતિએ આચાર્યને એક વખત દેશવિદેશમાં જવા પ્રેર્યા હતા. શારદાદેશના અનેક વિદ્વાનો પણ ગુજરાતમાં અવારનવાર આવતા. મમ્મટ—અભિનવગુપ્તે જ્યાં સરસ્વતી મેળવી તે કાશ્મીર એમને આકર્ષી રહ્યું હતું; પણ ગુરુના શબ્દોએ એમને પોતાના સ્થાનનિર્ણયમાં નિશ્ચિત બનાવી દીધા. હેમચંદ્રાચાર્ય ઘણુંખરું ગુજરાતમાં જ વિહાર કરતા રહ્યા; અને પોતાના લાંબા આયુષકાળમાં તેમણે ગુજરાતને અનેક રીતે સમૃદ્ધ બનાવ્યું.

* कक्षाबन्धं विदधति न ये सर्वदेवाविशुद्धा-
स्तद्भाषन्ते किमपि भजते यद् जुगुप्सास्पदत्वम् ॥

[ ૫ ]

જે વખતે સ્તમ્ભતીર્થમાં હેમચંદ્રાચાર્યનો વાગ્વૈભવ નાગરિકોને, શ્રેષ્ઠીઓને, પ્રજાજનોને ને રાજપુરુષોને આકર્ષી રહ્યો હતો; જે વખતે હેમચંદ્રાચાર્યના મોંમાંથી નીકળતી સરસ્વતી જુદું જ રૂપ ધરી રહેતી—જે વખતે હેમચંદ્રાચાર્ય,

**दग्धे बीजे यथाऽत्यन्तं प्रादुर्भवति नांकुरः ।**
**कर्मबीजे तथा दग्धे न रोहति भवांकुरः ॥**

એ હરિભદ્રસૂરિની વાણીને બોલીને કર્મબીજને દગ્ધ કરવાની માનસી ક્રિયાપ્રક્રિયાનો ભેદ સમજાવી રહ્યા હતા, તે વખતે કાશ્મીરથી કોંકણ સુધી, ને અંગદેશથી સૌરાષ્ટ્ર સુધી—એમ આખા ભારતવર્ષમાં જેની કીર્તિ ફેલાયેલી હતી, તે સિદ્ધરાજ જયસિંહ ગુજરાતનો નૃપાળ હતો. 'શિવને મસ્તકે શોભતી ચંદ્રકલા જેવા નિષ્કલંક ગુણવાળા લોકો' તે વખતે પાટણમાં રહેતા હતા.* દ્વયાશ્રયમાં હેમચંદ્રાચાર્ય આ પાટણનું વર્ણન

---

* દ્વયાશ્રય : ૧-૭૨

કરે છે ત્યારે વાકયેવાકયમાં ને શબ્દેશબ્દમાં, ×બુદ્ધિના આઠ ગુણોનું નિત્યસેવન કરનાર આ સાધુપુરુષ પણ, ઉત્સાહ ને જીવનનો સંયમી ઉલ્લાસ બતાવે છે. જેમ એણે 'યોગશાસ્ત્ર'માં કહ્યું છે તેમ, 'શુભકર્મવાળા પાસે સંપત્તિ દોડતી આવે છે' તેમ પટ્ટણીઓ પાસે ભારતવર્ષની લક્ષ્મી આવીને ચરણમાં લોટતી હતી. સાધુની આઠમાતાઓને= જેમણે જીવનવ્યવહારમાં નિત્ય સેવી હતી તે સાધુ હેમચંદ્રાચાર્ય પણ પાટણનો વૈભવ વર્ણવે છે, ત્યારે લાગે છે કે એનું અંતર સમસ્ત ગુજરાતની મહત્તા દેખીને જાણે ભર્યુંભર્યું લાગે છે.+

× હેમચંદ્રાચાર્યે ચારિત્રના મૂળગુણરૂપ ને ઉત્તરગુણરૂપ એમ બે ભાગ પાડ્યા છે. મૂળગુણમાં પાંચ મહાવ્રત અને ઉત્તરગુણમાં પાંચ સમિતિ ને ત્રણ ગુપ્તિ ગણી છે. પાંચ સમિતિ—ઈર્યાસમિતિ, ભાષાસમિતિ, એષણાસમિતિ, આદાન-નિક્ષેપ-સમિતિ અને ઉત્સર્ગસમિતિ; ત્રણ ગુપ્તિ-મનોગુપ્તિ, વાગ્ગુપ્તિ ને કાયગુપ્તિ.

—યોગશાસ્ત્ર : સંપાદકઃ ગોપાલદાસ પટેલ.

= બુદ્ધિના આઠ ગુણો—

शुश्रूषा श्रवणं चैव ग्रहणं धारणं तथा ।
ऊहोऽपोहोऽर्थविज्ञानं तत्त्वज्ञानं च धीगुणाः ॥

—ગોપાલદાસ સંપાદિત હેમચંદ્રનું 'યોગશાસ્ત્ર.'

+ अनज्ज्ञलिव सोज्ज्वल्भ्यां धर्मार्थाभ्यां युतो जनः ।
निरीक्ष्यतेऽत्र निष्पापं चेष्टयन् हितकाम्यया ॥ २-४२
प्राङ्क् शौर्यवृत्तौ प्राङ्कृछास्त्रे प्राङ् शमे प्राङ्क्समाधिषु ।
प्राङ्क् सत्ये प्राङ्क् षड्दर्शन्यां प्राङ्क् षडङ्ग्यामितो जनः ॥ १-६५
यचितोस्मायिदं देहि यचितोस्मायिदं पुनः ।
उदारायीश्वरायाहुरत्रेति स्वनियोगिनः ॥ १-७८

એ શ્લોકોમાં વર્ણવાતું તેમ જ નીચેના શ્લોકો [ભાષાંતર

સરસ્વતી, રાજનીતિ અને ધર્મ—એ ત્રણે મહાન પ્રવૃત્તિઓનું પાટણ તે વખતે કેન્દ્ર હતું: ભીમને ભોજરાજે મોકલેલી ગાથાનો પ્રત્યુત્તર આપવા માટે તપાસ કરવી પડે તે જમાનો વીતી ગયો હતો. પાટણના મંત્રીઓ મહાવિચક્ષણ ને રાજનીતિકુશળ ગણાતા, અને એની ×ધાર્મિક સમન્વય સ્થાપવાની નીતિરીતિએ સૌને છક્ક કર્યા હતા.

એટલે કુદરતી રીતે હેમચંદ્રાચાર્યને પણ પોતાની પ્રવૃત્તિનું મુખ્ય કેન્દ્ર પાટણ થાય એ સ્વાભાવિક લાગ્યું હશે. એ પાટણ ક્યારે આવ્યા તે વિષે વિશ્વસનીય ઉલ્લેખ બહુ ઓછા મળે છે. ડૉ. બુલ્હરના જણાવ્યા પ્રમાણે—પ્રભાવક-ચરિત્રમાં એક આડકતરો ઉલ્લેખ કુમુદચંદ્ર ને દેવસૂરિના શાસ્ત્રાર્થપ્રસંગે હેમચંદ્રે કરેલી પ્રશસ્તિનો છે, એ જોતાં તે

શ્રી. મણિલાલ નભુભાઈ કૃત દ્વયાશ્રયમાંથી લીધેલ છે] એ સમયનું ચિત્ર રજૂ કરે છે:

'અત્રેના વાક્શૂરોને જોઇ વાચસ્પતિ પણ માથું નીચું નમાવે; અત્ર રાજાઓના યશથી જે સ્વાભાવિક રીતે શ્વેત નથી તે પણ શ્વેત થઈ ગયું છે.'

'અત્ર સ્મૃતિ શ્રુતિશાસ્ત્ર વ્યાકરણ જ્યોતિષ ષાડ્ગુણ્ય (સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ, સંશ્રય) એ સર્વને કંઠે જાણનાર તેમજ ષડ્શાસ્ત્રના તર્કને જાણનાર એવો સુંદર વાણીવાળો કોણ નથી?'

'અત્ર શ્રાવકો, હે અર્હન્! તમે જ સંસારમાં પડેલાના શિવરૂપ છો, તમે જ વિષ્ણુ છો, તમે જ બ્રહ્મા છો, એમ સ્તુતિ કરતાં બહુ શ્રદ્ધાથી સુંદર વાણી વદે છે.'

× આ ધાર્મિક સહિષ્ણુતા ગુજરાતની પ્રજાનો ગુણ તો છે જ, પણ એ સંબંધમાં મહાન હેમચંદ્રે દર્શાવેલી નીતિ તો અનુસરણ કરવા જેવી છે. आद्यो धर्मो व्रतस्थानां विरोधोपशमः खलु ।

શાસ્ત્રાર્થપ્રસંગે હેમચંદ્રાચાર્ય હાજર હશે. કુમારપાળ-ચરિત્રમાં પ્રથમ મેળાપના પ્રસંગનો ઉલ્લેખ છે.

હેમચંદ્રાચાર્ય વિહાર કરતા પાટણમાં આવ્યા ત્યારે સિદ્ધરાજ જયસિંહની કીર્તિ દિગંતવ્યાપિની હતી. તેનું શૌર્ય અસાધારણ ગણાતું. તેની રાજનીતિ દિગ્વિજયી હતું. તેની મહત્ત્વાકાંક્ષા સામ્રાજ્ય સ્થાપવાની હતી. તે વિદ્વાન હતો ને વિદ્યારસિક હતો. એની નજર સમક્ષ માલવભૂમિ અને વિક્રમ-રાજા રમી રહ્યા હતા. એને વિક્રમનો યશ પ્રાપ્ત કરવાની ઈચ્છા હતી. એને ગુજરાતમાં સરસ્વતી આણવી હતી. 'ગૂર્જરદેશ' એમ બોલતી એની વાચાનો પ્રતાપ જુદો હતો. એનાથી ગુજરાતની લઘુતા સાંખી શકાતી ન હતી. ગુજરાતના સુભટો, સૈનિકો, સાધુઓ, સરસ્વતીપુત્રો, સુંદરીઓ, સમાજ-નેતાઓ--સઘળા જ મહાન હોય એમ જોવાની એને તાલા-વેલી લાગી હતી. 'ગુજરાતમાં આ નથી' એ વાક્ય એને શરની પેઠે વીંધી નાખતું. એની સભાનો વૈભવ મોટા મોટા પંડિતો ને નરપુંગવોના માન છોડાવે એવો હતો. એની સભામાં જવું એ પણ સાધારણ પંડિત માટે શક્ય ન હતું. એ પાટણના ગગનચુંબી દેવાલયો પર 'કનકની ધ્વજારૂપ ભુજાઓને ઊંચે ઉછાળીને, પોતે સુંદર સ્થાન મળવાથી હર્ષાન્વિત થઈ હોય તેમ, લક્ષ્મી સ્વયં જાણે કે નૃત્ય કરતી.'* 'ધર્મનું જાણે ધામ હોય ને નયનું સ્થાન હોય, એવું એ અણહિલપુર, જેને શ્રી–લક્ષ્મી સદા સેવતી તે ભૂમિના સ્વસ્તિક જેવું લાગતું.'× આંહીં રાજા જયસિંહ સિદ્ધરાજ સ્વયં દર્શન

* કુમારપાળપ્રતિબોધ × દ્વયાશ્રય

અને તત્ત્વજ્ઞાન જેવા વિષયોની ચર્ચામાં આનંદ લઈ શકતો અને જીવનના સર્વે પ્રશ્નોને છણવામાં જ જીવન છે એમ માનીને તલવાર, તુરંગ અને તત્ત્વજ્ઞાન; સાહિત્ય, શિલ્પ અને સૌન્દર્ય; સઘળા જ વિષયોમાં એક નાના બાળકની માફક રસ લઈને ભળી જતો. એણે દ્રુહિણતનયા—સરસ્વતી નદીને એક ગુજરાતી તરીકે જેટલા પ્રેમથી નિહાળી હતી, અને એના જલતરંગને જોઇને એ જેટલો પ્રસન્ન થયો હતો, એટલાં જ પ્રેમ અને પ્રસન્નતા સરસ્વતીની આરાધનામાં પણ એ બતાવી રહ્યો હતો. એને એક કાલિદાસની જરૂર હતી- જે પોતાની કવિતા વડે ગુજરાતને એના ગૌરવનો વારસો આપી જાય. રઘુવંશના રાજાઓની ગાથા વાંચીને જેમ રાષ્ટ્રીયત્વ જાગ્રત થાય છે, તેમ ચૌલુક્ય કીર્તિકથન સાંભળીને, ભવિષ્યનો કોઈ પણ ગુજરાતી પોતાની જાતને નાની ન માને-એવી કોઈ અમરકૃતિ માટે એ ઝંખી રહ્યો હતો. એ રઘુવંશને--ને કાલિદાસને શોધતો હતો. જેમ એણે 'કોઇ દિવસ ત્રણ નઠારા વાનાં--પીઠ દેવી, પૌરુષથી હારવું ને દિલ ચોરવું--કર્યાં ન હતાં,' તેમ એણે ત્રણ સારાં વાનાં—તત્ત્વચર્ચા, કલા અને સાહિત્ય એ વિષે કોઈ દિવસ ઉપેક્ષા સેવી ન હતી. ×લાટનો મજીઠ રંગ, પૃથ્વી ને જલના નૈસર્ગિક ગુણથી સર્વોત્તમ ગણાતો; એટલે એ સર્વોત્તમ રંગની પેઠે જે વિદ્યા, ભૂમિ ને સંસ્કાર-ત્રણે બળથી નૈસર્ગિક રીતે પ્રતિભાશાળી સર્વોત્તમ સાહિત્યકાર હોય, એને એ શોધી રહ્યો હતો.

એને પોતાની પાછળ મહાન શિલ્પ, મહાન સાહિત્ય

× દ્વયાશ્રયઃ ૬—૯૫

અને મહાન પ્રજા મૂકવાની મહત્ત્વાકાંક્ષા હતી. કોઈને લેશ પણ શંકા ન પડે એવા સ્થળમાં એ વીર વિક્રમની માફક અંધારપછેડો ઓઢીને ફરતો: લોકો માનતા કે એને સિદ્ધિ વરી છે. વીર વિક્રમની પેઠે એની દંતકથાઓ ઘરઘરને આંગણે ચાલી રહી હતી: સાર્થવાહો દેશવિદેશમાં એની મહત્તાનાં ગુણગાન કરતા. દક્ષિણના, સિંધના, મારવાડના, મેવાડના, માળવાના, બુંદેલખંડના, કોંકણના, સૌરાષ્ટ્રના અનેક રાજવીઓ એના મહિમાને ભય અને પ્રશંસાથી જોઈ રહ્યા હતા. જે ઉક્તિ ભોજરાજા વિષે કહેવાતી—

अस्य श्रीभोजराजस्य द्वयमेव सुदुर्लभम् ।
शत्रूणां शृंखलैर्लोहं ताम्रं शासनपत्रकैः ॥

તે પોતાના વિષે પ્રચલિત થાય એવી એની આકાંક્ષા હતી. પાટણની મનોહર નગરી એક મહાન જલાશયથી શોભતી હોય; તેના નગરજનો, નાગરિકો અને નગરસુંદરીઓ તેને કાંઠે આવેલા ઉદ્યાનમાં ફરતાં હોય—અને એ રીતે પાટણમાં રસિકતા, સુંદરતા ને શૂરવીરતા એ ત્રણેનો મોંઘો સમન્વય સાધી શકાતો હોય, એવી કલ્પના એને આવતી. એ દૃષ્ટિથી એ *દુર્લભસરોવરને જલથી છલોછલ છલકાવી દેવાનો ને તેને હજાર મંદિરથી શણગારવાનો વિચાર કરતો.

હેમચંદ્રાચાર્યે જે વાણીમાં વ્યક્ત કર્યું તે એને વ્યવહારમાં જોવાની ઇચ્છા હતી.

* જુઓ શ્રી. ગૌરીશંકર હીરાચંદનો 'સોલંકીઓનો ઇતિહાસ' તથા શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીકૃત 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ વિભાગ ૧ લો.'

प्राङ्ग् शौर्यवृत्तौ प्राङ्ग् छास्त्रे प्राङ्ग् शमे प्राङ्ग् समाधिषु ।
प्राङ्ग् सत्ये प्राङ्ग् षड्दर्शन्यां प्राङ्ग् षड्ङ्क्थामितो जनः ॥

આવા આ તરુણ, લોકપ્રિય, યશસ્વી, આનંદી, સરસ્વતી-પૂજક જુવાન નૃપતિની મહત્ત્વાકાંક્ષા પાટણની પ્રજાને પણ પ્રજા તરીકેનું નવીન ગૌરવ આપી રહી હતી. કોઈ પટ્ટણીનું અપમાન થાય તે જાણે આખા પાટણનું અપમાન થતું હોય તેમ નગરજનો માની લેતા:જેણે જયસિંહની વિદ્વદ્દસભાને પણ'**ईदृग्ग्राम्यनटग्रामे**' એમ કહીને ગ્રામ્ય સભા ગણી હતી, તે મહાવિદ્વાન દેવબોધ નામે ભગવદ્દદર્શની પાટણમાં આવ્યો ત્યારે તેણે આપેલા દુર્બોધ શ્લોકનો ભેદ*—પર્વતશિલાને ભેદે તેમ રાજાની સમક્ષ× દેવસૂરિએ કરી બતાવ્યો—અને પાટણમાં પણ મહાવિદ્વાનો વસે છે એ સિદ્ધ કરી બતાવ્યું. હેમચંદ્રાચાર્યને પાટણના વાતાવરણમાં નવીન જ તત્ત્વ મળ્યું. ગમે તેટલું મહાન પણ તે વખતનું સ્તમ્ભ-તીર્થ પાટણના હિસાબે કંઇ ન હતું. પાટણમાં તો મહાલયો, મહામંદિરો, મહાપુરુષો, મહાજનો અને મહાપાઠશાલાઓ હતી. આંહીંની સભામાં બેસવું એ કાંઈ જેવાતેવાનું કામ ન હતું, એટલે

* પ્રભાવકચરિત્ર.

× હેમચંદ્રાચાર્યના ગુરુ તો દેવચંદ્રસૂરિ; આ દેવસૂરિ તે વાદી દેવસૂરિ—એમનાથી ભિન્ન છે.

एक द्वित्रिचतुः पंच-षण्मेनकमनेनकाः ।
देवबोधे मयि क्रुद्धे षण्मेनकमनेनकः ॥

(ચાર્વાક, બૌદ્ધ અને વૈશેષિક, સાંખ્ય, નૈયાયિક, પ્રભાકર, મીમાંસક—એવી રીતે દરેક એક એક વધારે પ્રમાણ માનનારા વિષે આ ઉલ્લેખ છે. એ છએ પ્રમાણવાદીઓને ઇચ્છનાર એવો હું દેવ-બોધ ક્રોધાયમાન થતાં બધાં ચૂપ થઇ જાય છે એવો અર્થ છે.)

પાટણમાં રહેતાંની સાથે હેમચંદ્રાચાર્ય પાટણથી અને પાટણ હેમચંદ્રાચાર્યથી વધારે મહાન દેખાવા લાગ્યા; દરમ્યાન કદાચ વર્ષોનો થોડો ફેરફાર આમ કે તેમ મૂકીએ તો સંભવિત છે કે વાદી દેવસૂરિના કુમુદચંદ્ર સાથે થયેલા શાસ્ત્રાર્થ વખતે હેમચંદ્રની પ્રતિભાએ રાજાને આકર્ષ્યા હોય.

મેરુતુંગના કહેવા પ્રમાણે—જેનું શૈશવ પૂરું થવા આવ્યું છે તેવા હેમચંદ્રાચાર્ય, દેવસૂરિના સહાયક તરીકે તેમાં હાજર હતા. દેશવિદેશને જીતતો જીતતો કુમુદચંદ્ર ગુજરાત દેશમાં આવ્યો હતો. પાટણનો નૃપાળ એ વખતે હરેક વિદ્વાનને સત્કારતો, તેમ આ તો પોતાની માતાના પિતાનો ગુરુ એટલે વિશેષ આદર આપીને પાટણમાં શાસ્ત્રાર્થ ગોઠવાવ્યો. એ વખતે હેમચંદ્રાચાર્યની પ્રતિભાની વિશેષ ખાતરી સિદ્ધરાજને થઈ હશે. દેવસૂરિ તે વખતે કર્ણાવતી હતા. સિદ્ધરાજે ને પાટણના સંઘે તેમને આવવા વિજ્ઞપ્તિ કરી. દેવસૂરિ આવ્યા અને મહારાણી મીનલદેવીની હાજરીમાં જ શાસ્ત્રાર્થ શરૂ થયો.

આવો શાસ્ત્રાર્થ એ પણ એ જમાનાની સંસ્કારિતાનું એક લક્ષણ કહી શકાય. પ્રાચીન સ્પાર્ટા અને એથેન્સના વર્ણનમાં નવા આગંતુક જુવાનો—શી રીતે જુદાજુદા ગુરુઓના સ્થાનમાં જઇ ઉપદેશ સાંભળતા ને અભ્યાસ કરતા તેનું વર્ણન આવે છે. આર્યસંસ્કૃતિનો આત્મા ધર્મ છે, અને સાહિત્ય એ પણ એનું એક ઉપાંગ છે; એટલે આપણે ત્યાં સામાજિક કે સંસ્કૃતિના પરિવર્તનની દિશા ધર્મમંદિરમાંથી નક્કી થતી આવી છે. આવા શાસ્ત્રાર્થો દ્વારા

લોકો માર્ગદર્શન પામતા, અને સાહિત્ય, સંસ્કૃતિ અને ધર્મમાં ગૌરવ લેતા શીખતા. કુમુદચંદ્રની આત્મગૌરવવતી વાણી

'मयि स्थिते वादिनि वादसिंहे'—

અને દેવસૂરિનો જવાબ—

'कार्यं विवादेन सखे न तत्र, स्वशासनोद्योतकृते च कुर्मः।'

વગેરે ઉપરથી એ રણપંડિતોની તેજોમૂર્તિ ખડી થાય છે.*

સંભવિત છે કે પોતપોતાના મતાગ્રહની ખેંચતાણથી પાટણના નગરજનો અને રાજપુરુષો પણ બે વિભાગમાં વહેંચાઈ ગયા હોય : માતા મીનલદેવી અને તેનો માતૃભક્ત તરુણ રાજા—એ બન્નેને પણ અંતરમાં એક કે બીજા પક્ષ પ્રત્યે સહાનુભૂતિ થઈ હશે; પણ છેવટે તો રાજા, એ રાજા જ રહે છે: દેવસૂરિએ કહ્યું છે તેમ 'શાસ્ત્રાર્થ વિદ્યાના પ્રસાદથી જય મેળવવા માટે છે'; તેમ જયપરાજયની દિશા વિદ્યાના પ્રભાવથી નક્કી થાય છે ને રાજા-રાણી-સૌને લાગે છે કે કુમુદચંદ્રની હાર થઈ છે. તે સમયના ધોરણ પ્રમાણે હારેલો પંડિત અને હારેલો સેનાપતિ માનભંગ થઈ દેશનિકાલ પામતા.

આ પ્રસંગ પછી હેમચંદ્રાચાર્યનું સ્થાન વધારે ને વધારે પ્રતિષ્ઠાભર્યું થતું ગયું.

* મુનિ જિનવિજયજી સંપાદિત પુરાતનપ્રબંધસંગ્રહ: દેવાચાર્યપ્રબન્ધ; તથા પ્રબંધચિંતામણિ—ગુજરાતી ભાષાંતર—શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી; અને પ્રભાવકચરિત: દેવસૂરિપ્રબંધ.

એ ખરું છે કે બુલ્હર લખે છે તેમ હેમચંદ્રને ઉદયન મંત્રીની સાહાય્ય હતો ને તેથી એણે સિદ્ધરાજ પાસે જવામાં મદદ કરી હોય; પણ વધારે સંભવિત એ છે કે, એ વિચક્ષણ રાજપુરુષે આ પ્રતિભાશાળી નર વિશે રાજાને કાંઈ કહેવામાં એની સેવા કરતાં અપસેવા જ વધારે જોઇ હોય. વળી હેમચંદ્રાચાર્યની પ્રસિદ્ધિ તો પાટણ આવતા પહેલાં પણ થઇ ચૂકી હતી; એટલે વધારે સંભવિત એ છે કે જયસિંહ પોતે જેમ સર્વ વિદ્વાનો તરફ નૈસર્ગિક રીતે આકર્ષાતો, તેમ હેમચંદ્રાચાર્ય પ્રત્યે પણ આકર્ષાયો હોય.+

દેવસૂરિને રાજાએ આ વિજયના મહોત્સવ પ્રસંગે જે

---

+ આ વાતને મેરુતુંગના 'પ્રબંધચિંતામણિ'માંની આ વાતથી અનુમોદન મળે છે. સિદ્ધરાજે એની કીર્તિ સાંભળી જાણવાની પૃચ્છા કરી—નહિ કે ઉદયને એની ભલામણ કરી : अन्यदा श्रीहेमचन्द्रस्य लोकोत्तरैर्गुणैरपहृतहृदयो 'नृपति मन्त्रीउदयनमिति पप्रच्छ । यदीदृशं पुरुषरत्नं समस्तवंशावतंसे वंशे देशे य समस्तपुण्यप्रवेशिनि निशेषगुणकरे नगरे च कस्मिन्समुत्पन्नमिति ॥ આ ઉલ્લેખ કુમારપાલના સમયનો હોય એ બરાબર લાગતું નથી. જો કે 'પ્રબંધચિંતામણિ'માં કુમારપાલાદિ પ્રબંધમાં એ હોવાથી ગોટાળો થવાનો સંભવ છે. ઉદયનમંત્રી અને કુમારપાલના સમયમાં તો હેમચંદ્ર ઘણા જાણીતા હોય એટલે આ પૃચ્છા સંભવિત લાગતી નથી. કુમારપાલપ્રતિબોધ પ્રમાણે તો વાગ્ભટે આ વાત કરી છે. એટલે સંભવિત એ છે કે, આ ઉલ્લેખ સિદ્ધરાજને લગતો જ હોય. ડૉ. બુલ્હરે આ પ્રસંગ જે રીતે મુકાયો છે તે વિષે શંકા બતાવી છે. આટલો પ્રાથમિક પરિચય સિદ્ધરાજે સ્તંભતીર્થમાં જ મેળવ્યો હોય —અને પછી પાટણમાં વધારે પરિચય થયો હોય. એટલે મેરુતુંગનો આ ઉલ્લેખ આ રીતે ઘટાવવો વધારે યોગ્ય લાગે છે.

તુષ્ટિદાન આપવાનું કર્યું હતું તેમાંથી એક સુંદર જિનમંદિર બંધાવવાનો નિર્ણય થયો. પંડિત દેવબોધને એ મંદિરમહોત્સવ પ્રસંગે દેવસૂરિએ આમંત્રણ આપેલું. તે વખતે એણે એક સુંદર શ્લોક કહ્યો:

एको रागिषु राजते प्रियतमा देहार्धहारी हरो
नीरागेषु जिनो विमुक्तललनासंगो न यस्मात् परः ।
दुर्वारस्मरघस्मरोरगविषव्यासंगमूढो जनः
शेषः कामावेड[illegible] न विषयान् भोक्तुं न मोक्तुं क्षमः ॥*

હેમચંદ્રાચાર્ય પ્રત્યે સિદ્ધરાજનું આકર્ષણ વધવાનું એક વધારે કારણ પણ આપણને મળે છે. દેવબોધની વિદ્વત્તા અગાધ હતી. તેના પ્રત્યે રાજાને પ્રીતિ પણ હતી. શ્રીપાલ કવિને તો રાજા પોતાનો મિત્ર જ 'પ્રતિપન્નબંધુ' ગણતો.+

શ્રીપાલ કવિએ રુદ્રમહાલય અને દુર્લભસરોવર—સહસ્રલિંગ સરોવર પર પ્રશસ્તિઓ લખી હતી.=

---

*દેહાર્ધે ધરી રાજતા પ્રિયતમા રાગી મહાશંકર,
નિત્યે વા લલના તજી બની ગયા નીરાગી જિનેશ્વર;
બીજા તો નહિ રાગસર્પવિષનો વ્યાસંગ મૂઢો તજે;
હાંસીપાત્ર બની રહે મદનના, ના એ તજે કે ભજે.

+ જુઓ 'કુમારપાલપ્રતિબોધ' અંતિમ પ્રશસ્તિ:
श्रीसिद्धाधिपतिः 'कवीन्द्र' इति च 'भ्राते'ति च व्याहरत् ।

= એ પ્રશસ્તિમાંથી શ્રીપાલ કવિ વિષે કાંઈક ખ્યાલ આવે. એનામાં સિદ્ધરાજ જે ઇચ્છી રહ્યો હતો તે કદાચ નહિ હોય—કે વખતે એ શક્તિ હોય તોપણ કવિ પ્રજ્ઞાચક્ષુ હોવાથી એક રીતે શારીરિક અપંગ અવસ્થામાં ગણાય. 'કુમારપાલપ્રતિબોધ'ની અંતિમ પ્રશસ્તિમાં તો—

'यं लोकोत्तरकाव्यरञ्जितमतिः साहित्यविद्यारतिः ।

પરંતુ દેવબોધની અગાધ વિદ્વત્તા છતાં એનો સ્વભાવ માની ને તરંગી હતો, તો પ્રજ્ઞાચક્ષુ શ્રીપાલનો સ્વભાવ સૌમ્ય હોઈ તેની વિદ્વત્તા જેને 'બીજા વર્ગ' ની કહી શકાય તે પ્રકારની હતી. એની જે રચનાઓ આપણી પાસે છે તેમાંથી પણ શબ્દની સુંદરતા જ વધુ ઝરે છે. દેવસૂરિ કે વીરાચાર્ય જેવા પ્રખર વિદ્વાનો વિદ્વાનો તો હતા જ; પરંતુ એ તો વિરક્ત પુરુષો પણ હતા. કાંઇક વિનોદી ગણાય તેવા કહેવાતા +અપમાન માટે પણ વીરાચાર્યે સિદ્ધરાજનો રાજદરબાર તજી દીધો હતો; એ જાતની એમની નૈસર્ગિક વિરક્તિવાળી વૃત્તિ હોઈ તેઓ સિદ્ધરાજના આશ્રયમાં રહી, સાહિત્ય-રચનાઓ કરાવવાનો એનો આશય સિદ્ધ કરવા પ્રકૃતિથી જ અસમર્થ હતા; અથવા કહો કે એ કામને સ્પર્શ ન કરવા જેટલા સમર્થ હતા. એટલે કુદરતી રીતે સિદ્ધરાજનું મન દેવચંદ્રસૂરિના પટ્ટશિષ્ય ને આચાર્ય હેમચંદ્ર પ્રતિ આકર્ષાયું.

श्री सिद्धाधिपतिः 'कवीन्द्र' इति च 'भ्राते'ति च व्याहरत् ॥

એમ કહ્યું છે. પરંતુ શ્રીપાલ કવિનું ખરું મૂલ્યાંકન એની વિશેષ કૃતિઓના પરિચય વિના શક્ય નથી. અત્યારે ઉપલબ્ધ એ જ —(૧) ચોવીશ તીર્થંકરોની ૨૯ શ્લોકોમાં કરેલી સ્તુતિ અને (૨) વડનગર પ્રાકાર પ્રશસ્તિ (વડનગરનો કિલ્લો ૧૨૦૮ માં કુમારપાલે બંધાવ્યો) એ ઉપરથી ખરો ખ્યાલ મેળવવો મુશ્કેલ છે. બાકી, એને માટે વપરાયેલા શબ્દો તો આ છે:—

श्री दुर्लभसरोराजे तथा रुद्रमहालये।
अनिर्वाच्यरसैः काव्यैः प्रशस्तीररोदसौ ॥

+ વીરાચાર્યને સિદ્ધરાજે એમ કહેલું કે પંડિતજનોની મહત્તા રાજ્યાશ્રયને લીધે છે. એ ઉપરથી વીરાચાર્યે પાટણ તજી દીધાનો ઉલ્લેખ 'પ્રભાવકચરિત્ર'માં છે.

બુલ્હર એક પ્રસંગ 'પ્રભાવકચરિત્ર'માંથી આપીને એના ઉપર ટીકા કરતાં કહે છે કે, હિંદુસ્તાનનો સાહિત્યરસિક રાજવી વિદ્વાન કવિને પોતાને ત્યાં નિત્ય આવવા આમંત્રણ કરે એ સ્વાભાવિક છે; પણ એ માટે થોડો પણ પરિચય અગાઉનો હોવો આવશ્યક છે. 'પ્રભાવકચરિત્ર' અને જિનમંડનકૃત 'કુમારપાલપ્રબંધ'—એ બન્નેમાં આપેલો પ્રસંગ એવો છે કે એક વખત સિદ્ધરાજ હાથી ઉપર બેસીને મુખ્ય રસ્તા ઉપર થઇને જતો હતો એટલામાં સૈનિકો ને નગરજનોની ભીડને લીધે એક દુકાન ઉપર ઊભેલા હેમચંદ્રાચાર્યને રાજાએ જોયા. રાજાએ હાથી ત્યાં ઊભો રાખ્યો, અને આચાર્યને કાંઈક કથન કરવા વિજ્ઞપ્તિ કરી. તે વખતે હેમચંદ્રાચાર્યે કહેલો શ્લોક× એટલો સુંદર હતો કે રાજાએ તેને પોતાને ત્યાં સભામાં હંમેશાં આવવા વિનંતી કરી.

આ શ્લોક હેમચંદ્રાચાર્યની અત્યંત સુંદર સમન્વય-વૃત્તિ પણ પ્રકટ કરે છે. એમાં એ કહે છે કે, 'હે રાજન્ સિદ્ધરાજ! તારા હાથીને તો નિરંકુશ આગળ વધવા દે; દિગ્ગજો ધ્રજે તો ભલે ધ્રૂજતા; એ ચિંતા કરવાની તારે ન હોય; કારણ કે તું પૃથ્વીનો ભાર ધારણ કરે છે.'

જર્મનીના ફ્રેડરિક વિષે એક વાત છે કે એક વખત એને રસ્તામાં આવતો જોઇ, એક પંડિતજને ખસીને માર્ગ આપ્યો. પંડિતનો મિત્ર જે કાંઈક છિદ્રાન્વેષી હશે તેણે

---

× શ્લોક આ પ્રમાણે છે—

कारय प्रसरं सिद्ध हस्तिराजमशङ्कितम् ।
त्रस्यन्तु दिग्गजाः किं तैर्भूस्त्वयैवोद्धता यतः ॥

ટકોર કરી: 'શું મારા ભાઇ, તમે પણ રાજાની શેહમાં તણાયા કે?' પંડિતે કહ્યું: 'તમે ભૂલો છો—એના માથા ઉપર દેશનો ભાર છે.' અને પછી તેણે ચાલ્યા જતા રાજાની પાછળ જોઇ રાખતા તેના મિત્રને કહ્યું: 'જોયું?' ફ્રેડરિક ચાલ્યો જતો હતો એટલામાં કોઇ મજૂર માથે ભાર ઉપાડીને મળ્યો એટલે રાજાએ ખસીને તેને તરત માર્ગ આપ્યો હતો તે બતાવીને તેણે કહ્યું: 'જોયું?' જે માણસ જે સ્થાન ઉપર છે તે સ્થાનનું માહાત્મ્ય સમજીને તેના વ્યક્તિધર્મને પિછાનવો જોઇએ. ભારતવ્યાપી કીર્તિના સ્વામી તરીકે સિદ્ધરાજે તે જમાનાના રાજધર્મ પ્રમાણે અમુક દિશામાં મહત્ત્વાકાંક્ષી થયે જ છૂટકો છે એ ધ્વનિ હેમચંદ્રાચાર્યના આ શ્લોકમાં છે એથી વધુ તો એની પ્રકૃતિમાં લોકસંગ્રહ અને ધર્મસંગ્રહ એ બન્નેનો સમન્વય સાધવાનું જે મહાન સામર્થ્ય હતું તે એમાં દેખાઇ આવે છે.

કદાચ એ સામર્થ્યને લીધે જ પંડિત દેવબોધે હેમચંદ્રાચાર્યની મહત્તા પિછાની હશે. હેમચંદ્રાચાર્યે તો પંડિત દેવબોધ વિના બીજે સમર્થ જ્ઞાન નથી એમ મત આપ્યો જ હતો. દેવબોધે એના વિષે કહેલી પેલી પ્રસિદ્ધ ઉક્તિ હેમચંદ્રાચાર્યના વચના પ્રમાણમાં તેણે પાટણમાં મેળવેલી કીર્તિનો ઉલ્લેખ કરે છે. અને ભૂલવું ન જોઇએ કે શ્રીપાલ જેવાને સામાન્ય ગણી કાઢનાર આ ગૌરવપ્રિય અભિમાની પંડિતે આપેલી એ અંજલિ છે. આ રહી એ અંજલિ.—

पातु वो हेमगोपालः कम्बलं दण्डमुद्वहन् ।
षड्दर्शनपशुग्रामं चारयन् जैनगोचरे ॥

હેમાચંદ્રાચાર્યે આ બન્ને વિદ્વાનો વચ્ચે તટસ્થવૃત્તિ રાખી એમની મૈત્રી કરાવી આપી. કદાચ એ જેટલું એની સાધુવૃત્તિનું ફળ હશે, તેના કરતાં પણ વધારે, આવા બે વિદ્વાનો તેજોદ્વેષથી પાટણની સભાનું વાતાવરણ બગાડે અને એ રીતે સરસ્વતીપ્રિય નમ્ર રાજવીને સરસ્વતીવિમુખ બનાવવામાં કારણરૂપ થાય—એ લોકસંગ્રહની દૃષ્ટિ પણ એના આ કાર્યમાં પ્રધાનપદે હોવી જોઈએ; કારણ કે હેમચંદ્રાચાર્યના પાછળના જીવનપ્રસંગોએ એ સિદ્ધ કર્યું છે કે એના જેવો 'દુશ્મનોને વિનયથી જીતનાર' સાધુ તે વખતે બીજો કોઈ ન હતો.

દેવબોધ અને શ્રીપાળમાં સિદ્ધરાજે જે આશા રાખી હતી તે ફળી લાગતી નથી. એકના સ્વભાવની ઉગ્રતા અને અનિયમિતતા—બીજાની સાધારણ પ્રતિભા. એટલે જ સિદ્ધરાજને જ્યારે હેમચંદ્રની મુલાકાત થઇ ત્યારે તે જમાનાના બે મહાન પુરુષો—એક યુગનિર્માતા અને બીજો સંસ્કારનિર્માતા, એક સમરવિજયી અને બીજો મારવિજયી, એક સરસ્વતીપ્રેમી અને બીજો સરસ્વતીધર્મી, એક મહાવૈભવશાળી અને બીજો મહાવિરક્ત, એક મહત્ત્વાકાક્ષી અને બીજો લોકસંગ્રહી, એક ઉગ્ર અને કાંઇક વ્યગ્ર, બીજો જિતેન્દ્રિય અને શાંત—એવા એ યુગના બે મહાન પુરુષો મળ્યા. અને આ હાથીની વાત સાચી હોય—અને 'પ્રભાવકચરિત્ર'માં હોવાથી ખોટી માનવાનું બીજું મજબૂત કારણ નથી—તો જેમ અનેક અકસ્માતોમાંથી જગતનિર્માણ કરનારાં બળો ઉત્પન્ન થયાનું બન્યું છે તેમ આ એક અકસ્માતમાંથી ગુજરાતનું

સંસ્કારનિર્માણ ઉત્પન્ન થયું એમ કહી શકાય. સિદ્ધરાજ જયસિંહે એનો પૂર્વપરિચય તો તે પહેલાં મેળવ્યો હોય એ પણ સંભવિત છે.

એમ લાગે છે કે, ઘણા વિદ્વાનોને મળે છે એવા એ વૃત્તિના વારસામાંથી દેવબોધ મુક્ત ન હતો. અને વિશ્વામિત્રનો પેલો મેનકાવાળો પૌરાણિક પ્રસંગ કહી આપે છે તે પ્રમાણે 'બંધવિમોચન' કરવા માટેના આંતરવૃત્તિના વિગ્રહને લીધે પોતાની પ્રતિભાનું સંપૂર્ણ તેજ એનાથી ખીલવી શકાયું નહિ. 'Human Bondage' 'પોતાનું પોતે બાંધેલું બંધન'—એ કરુણ જીવનનાટકમાંથી પોતાની જાતને સાંગોપાંગ પાર લાવનાર હેમચંદ્રાચાર્યને હાથે ગુજરાતના ભાવિ સંસ્કારનો પાયો નખાવાનો હશે એટલે દેવબોધ—પોતાના જ બંધનમાં પોતે મગ્ન એવી પરિસ્થિતિને વહેલેમોડે પહોંચ્યો લાગે છે; અને શ્રીપાલ કવિના વચનથી, ઉદાર નૃપતિએ એને મદદ કરીને દેવામાંથી મુક્ત કરવા એક લાખની મદદ આપી. એ મદદ લઈ, દેવામાંથી મુક્ત થઈ, દેવબોધે શેષજીવન કાશીમાં વિતાવ્યું.

'પ્રભાવકચરિત્ર'માં શ્રી હેમચંદ્રાચાર્યની કાર્ય કરવાની રીતનું થોડું વર્ણન છે, તે ઉપરથી લાગે છે કે દેવબોધ જ્યારે પાટણમાં હતો, ત્યારે એક વખત હેમચંદ્રાચાર્યને મળવા ગયો હતો. તે વખતે આચાર્ય પોતાના કામમાં તલ્લીન હતા. વારુણીભક્ત છતાં આ મહાવિદ્વાનને આવેલ જોઈ આચાર્યે તેનો યથોચિત સત્કાર કર્યો. એ વખતે આચાર્ય કોઇ અભિનવ ગ્રંથની યોજના કરી રહ્યા હતાઃ

+પટ્ટિકા અને પટ પર તેઓ પદો લખી રહ્યા હતા, શબ્દ-વ્યુત્પત્તિ માટે અનેક પ્રમાણોની શોધ ચાલી રહી હતી, પુરાણ કવિઓનાં દૃષ્ટાંતોની વિવેકપૂર્ણ ચૂંટણી થઇ રહી હતી: જાણે સાક્ષાત્ સરસ્વતીભવન હોય એટલી વિનમ્રતાથી, શાંતિથી અને ઉદ્યોગપરાયણતાથી કામ ચાલી રહ્યું હતું. એ જોઇને દેવબોધને એક ઘડીભર તો પોતે પોતાની શક્તિ કેમ વેડફી રહ્યો છે એનો પશ્ચાત્તાપ થયો હશે. હેમચંદ્રાચાર્યનાં આ સાત્ત્વિક પ્રવૃત્તિએ દેવબોધ ઉપર બહુ જ છાપ પાડી લાગે છે. એનો પોતાનો માની અને તેજોદ્વેષી સ્વભાવ તેની હાજરીમાં ગળી ગયો લાગે છે. લેસિંગનો 'લે–અ–કુન' વિષેનો વિચાર દર્શાવીએ, તો જેમ એ વિખ્યાત શિલ્પકૃતિમાં પથરાયેલો વિષાદ જોઇને આપણને એટલી જ મહત્તાથી વિષાદ સહન કરવાની અભિલાષા જાગે છે—કારણ કે કલાનો એ વિજય

* શ્રી પુણ્યવિજયજી મહારાજનો આ સંબંધે આવેલો લેખ અત્યંત માહિતીપૂર્ણ હોઈ તેમાંથી તે જમાનાની લેખનકલા વિષે વિશેષ માહિતી મળે છે. જુઓ, પુરાતત્ત્વ વર્ષ ૧, અંક ત્રીજો; અને જૈન ચિત્રકલ્પદ્રુમમાં આવેલો એમનો લેખ. તાડપત્ર, કાગળ, ભોજ-પત્ર, કલમ શાહી આદિ વિષે એ લેખોમાંથી સંપૂર્ણ, વિશ્વાસલાયક ને રસિક માહિતી મળે છે. જે જમાનામાં વિદ્વાને સોનારૂપાથી પણ વધારે મૂલ્યવાન ગણતા તે જમાનાનો ખ્યાલ એમાંથી આવે છે. જ્ઞાનપંચમીનો સાચો ઉદ્દેશ શ્રી પુણ્યવિજયજીએ દર્શાવ્યો છે તે પ્રમાણે, દરેક વ્યક્તિમાં જ્ઞાનભક્તિ પ્રેરવાનો છે. જ્ઞાનપંચમી જે ઉદ્દેશથી યોજી હતી—પુસ્તકરક્ષા—તે ઉદ્દેશ આ જમાનાએ નવે-સરથી સમજીને તે પ્રમાણે એનો પ્રયોગ કરવો જોઇએ. જૈનાચાર્યોએ જ્ઞાનપંચમી દ્વારા ઘણું મૂલ્યવાન સાહિત્ય સાચવી રાખ્યું હતું.

છે કે, એ તમારામાં મહત્તા પ્રેરે ને તમારી મહત્તાને જાગ્રત કરે—તેમ હેમચંદ્રાચાર્યની આ સાત્ત્વિક સરસ્વતીસેવાએ દેવબોધના અંતરમાં રહેલી ખરી મહત્તા પ્રકટાવી લાગે છે. એ વખતે એ બોલ્યો: 'पातु वो हेमगोपालः' વગેરે.

આ પ્રસંગને નિમિત્ત બનાવી હેમચંદ્રાચાર્યે કવિ શ્રીપાલને બોલાવ્યા અને તે બે વિદ્વાનોને મૈત્રીનો આનંદ અપાવ્યો.

હેમચંદ્રાચાર્યની આ પ્રમાણે સરસ્વતીની આરાધના તો ચાલુ હશે જ, પરંતુ ત્યાર પછી એક પ્રસંગ એવો બન્યો કે એ આરાધનાએ વધારે વ્યાપક સ્વરૂપ લીધું.

હેમચંદ્રના જીવનના ઘણા પ્રસંગો વ્યવસ્થિત રૂપે મળી શકતા નથી એ આપણું દુર્ભાગ્ય છે. આવા સતત પરિશ્રમશીલ વિદ્વાને શી રીતે અભ્યાસ કર્યો—કોની કોની પાસે કર્યો—એના અભ્યાસની રીત કેવી હતી, એના લખાણની પ્રથા કેવી હતી, એ ક્યારે લખતા, એમણે શી રીતે આટલાં મહાન પુસ્તકોની રચના કરી—એ સઘળાની સંપૂર્ણ માહિતી મળી શકી હોત તો હેમચંદ્રાચાર્યનું જીવન છે એના કરતાં વધારે ઉન્નત ને પ્રભાવશાળી લાગત; પણ આપણે 'યોગદર્શન'ની એની શૈલી ઉપરથી એક વસ્તુ મેળવી શકીએ છીએ કે, એનામાં 'આભ્યંતર તપ' ની ભાવના અતિ તીવ્રપણે જાગ્રત હોવી જોઈએ.* 'યોગદર્શન'માંથી જ બીજી વસ્તુ

* गिरिहेवि आणिउ पाणिउ पिज्जइ, तरुहेवि निवडिउ फलु भक्खिज्जइ।
गिरिहुंव तरुहुंव पडिअउ अच्छइ, विसयहिं तहवि विराउ न गच्छइ ॥
—કુમારપાલચરિત, અષ્ટમ સર્ગ—૧૮.

એ જાણવાની મળે છે કે એની અનેક કૃતિઓની પેઠ એમાં પુષ્કળ પ્રમાણમાં બાહ્ય સાધનોનો ઉપયોગ કર્યો છે છતાં—પોતાનો અનુભવ પણ એમાં વ્યક્ત થાય છે. અને એ જ એના જીવનનું રહસ્ય. ઊંચા પ્રકારનો મન વાણી અને કર્મ ઉપરનો સંયમ એ જ એના જીવનની આટલી બધી સિદ્ધિનું મુખ્ય કારણ છે.

થોડાં વર્ષો પછી સિદ્ધરાજે હેમચંદ્રાચાર્યને વ્યાકરણ-ગ્રંથ લખવા વિનંતિ કરી. પણ—એ થોડાં વર્ષોમાં આચાર્ય તો કેવળ વિદ્યા પ્રત્યેની અભિરુચિથી પ્રેરાઈને * 'Every attempt at batterment, every attempt at othement' પ્રયત્નથી વધારે ને વધારે સમર્થ થઈને, પોતાનું સરસ્વતીસ્તવન કરી રહ્યા હતા. એ વખતે માલવાને જીતીને ગુજરાતના રાજા સિદ્ધરાજે ઘણાં વર્ષોથી પાટણ અને અવંતી વચ્ચે ચાલ્યા આવતા કલહનો તાત્કાલિક અંત આણ્યો હતો. એ જીત વધારે મૂલ્યવાન તો એટલા માટે હતી કે, જયપરાજયનો અનેક મુશ્કેલીભરેલી કુશંકાઓ વચ્ચે થઈને, પાટણના તરુણ રાજાએ 'સિદ્ધરાજ' એ નામ સિદ્ધ કરતો હોય તેમ, બાર વર્ષ સુધી એ એક જ કાર્યમાં સઘળું પ્રજાકીય સામર્થ્ય રેડીને, વિજયને શક્ય બનાવ્યો હતો. ચામુંડ, દુર્લભરાજ, ભીમ અને કર્ણ—એના સઘળા જ પરાક્રમી પિતૃઓએ આ વિજયોત્સવ ઇચ્છ્યો હતો. પણ એ મેળવવાનું સદ્ભાગ્ય સિદ્ધરાજને મળ્યું. પાટણની પ્રજા સિદ્ધરાજને નિહાળવા ઘેલી બની હતી. અણહિલપુરે તે દિવસે સમુદ્રનું સ્વરૂપ લીધું હતું. ગુજરાતણો રાતદિવસ એક કરીને

* 'The will to believe'—W. James.

પોતાના રાસ ને નૃત્યો તૈયાર કરી રહી હતી. નગરજનો રાજાને જોવા ખડે પગે તૈયાર થઈ ગયા હતા. આજે એમના રાજાએ ભારતવર્ષમાં સિદ્ધ કર્યું હતું કે, પાટણ પાટલીપુત્ર થવાની યોગ્યતા ધરાવે છે. આખું અણહિલપુર પાટણ તરંગે ચડેલા સમુદ્રનો દેખાવ ધારી રહ્યું હતું. પાટણના લોકોએ ઘેરઘેર મંગળ ચિહ્નો બાંધ્યાં હતાં. વિદ્વાનો પોતપોતાની પ્રશસ્તિઓ લખવામાં સ્પર્ધા કરી રહ્યા હતા. તે વખતે કુદરતી રીતે જૈનસમાજ તરફથી વિદ્વાન હેમચંદ્રાચાર્યની આ કાર્ય માટે વરણી થઈ હતી, × અને હેમચંદ્રાચાર્યની વાણીમાં ગુજરાતની ભવ્યતાનો ટંકાર હતો: આજના વિજયોત્સવે રાજાના અંતરમાં પ્રેરેલ આનંદનો ખરેખરો પડઘો હતો.

'પ્રભાવકચરિત્ર'માં એ શ્લોકો આપ્યા છે:

**भूमिकामगवि स्वगोमयरसैरासिञ्च रत्नाकरा**
**मुक्ता स्वस्तिकमातनुध्वमुडुप त्वं पूर्णकुम्भी भव।**
**धृत्वा कल्पतरोर्दलानि सरलैर्दिग्वारणास्तोरणान्**
**न्याधत्त स्वकरैर्विजित्य जगतीं नन्वेति सिद्धाधिपः॥**

પૃથ્વીની સમૃદ્ધિ, સમુદ્રની સમૃદ્ધિ, સંસ્કારની સમૃદ્ધિ અને કલ્યાણજીવનની શક્યતા એ સઘળું પ્રજાઓના પરાક્રમી વિજયમાંથી ઉદ્ભવે છે: હારેલી પ્રજા આ સઘળું ગુમાવે છે—આજે સિદ્ધરાજ વિજય કરીને આવ્યો છે, માટે

× अन्यदा सिद्धराजोऽपि जित्वा मालवमंडलम्।
समाजगामतस्मै वाचाशिष दर्शनिनौ ददुः॥
तत्र श्री हेमचन्द्रोऽपि सूरिर्भूरिकलानिधिः
उवाच काव्यमव्यग्रंमतिश्रशाय निदर्शनम्॥
પ્રભાવકચરિત્ર: ૧૨-શ્લોક ૬૪ થી ૭૩

હે કામધેનુ! તું તારા ગોરસથી પૃથ્વીને સીંચી દે: હે રત્નાકર! તું તારા મૌક્તિકોથી સ્વસ્તિક પૂરી દે! હે ચંદ્ર! તું પૂર્ણ કુંભ બની જા! અને હે દિગ્ગજો! તમે પણ કલ્પલતાના તોરણો બનાવો; કારણ કે સિદ્ધરાજ પૃથ્વીને જીતીને ઘેર આવે છે!'

હેમચંદ્રાચાર્યની આ કલ્પનામય ગૌરવાન્વિત વાણીએ રાજાને ઉત્તેજિત કર્યો લાગે છે. ત્યારપછી જ્યારે અવંતીનો પુસ્તકભંડાર રાજાના જોવામાં આવ્યો ત્યારે એમાં ભોજરાજાનું 'ભોજવ્યાકરણ' જોઈને તેણે પંડિતોને પ્રશ્ન કર્યો: 'એ શું છે?' આચાર્યે જવાબ વાળ્યો: 'માલવનૃપતિ ભોજનું કરેલું વ્યાકરણ છે!'

'વ્યાકરણ' અને 'ભોજરાજા' એ બે શબ્દોએ સિદ્ધરાજને ગુજરાતની સંસ્કારલક્ષ્મીનું ભાન આપ્યું. 'પ્રભાવકચરિત્ર'માં આપ્યું છે તેમ આચાર્યે ભોજરાજની વિદ્વત્તાનું પણ વર્ણન કર્યું અને એણે રચેલા ગ્રંથોની પ્રશસ્તિ કરી.

સિદ્ધરાજને લાગ્યું કે પોતે માલવા જીત્યો ખરો, પણ એ સરસ્વતીધામની સંસ્કારિતા જો પ્રજામાં ન આવે, જો આંહીંના વિદ્વાનો સ્વતંત્ર સાહિત્યસર્જન ન કરે તો આ વિજય એ તો ક્ષણિક સામર્થ્ય છે. તેણે જ્યારે જાણ્યું કે ગુજરાતમાં પણ આ વ્યાકરણ જ ભણાવાય છે ત્યારે તો તેણે **विद्वान् कोऽपि कथं नास्ति देशे विश्वेपि गूर्जरे** કહીને સૌની સામે જોયું. શું ગુજરાતમાં કોઈ વિદ્વાન નથી?*

* અતિશયોક્તિનો દોષ વહોરીને પણ કહી શકાય કે સિદ્ધરાજ જયસિંહે કરેલો પ્રશ્ન હજી એમ ને એમ ઉભો છે: શું ગુજરાતમાં કોઈ વિદ્વાન નથી?

**सर्वे संभूय विद्वांसो हेमचन्द्रं व्यलोकयन्**—હેમચંદ્રાચાર્યના સામર્થ્યની સૌને ખાતરી હતી; સૌએ હેમચંદ્રાચાર્ય સામે જોયું. સિદ્ધરાજે કહ્યું:

> **यशो मम तव ख्यातिः पुण्यं च मुनिनायक**
> **विश्वलोकोपकाराय कुरु व्याकरणं नवम्॥**

આ પ્રમાણે સિદ્ધરાજની વિજ્ઞપ્તિથી હેમચંદ્રાચાર્યે વ્યાકરણ તૈયાર કરવાનું માથે લીધું. આ વ્યાકરણ તૈયાર કરવામાં તેમણે પ્રચલિત ઘણાં વ્યાકરણોનું અધ્યયન કર્યું લાગે છે. સિદ્ધરાજે દેશવિદેશથી અનેક વ્યાકરણો મંગાવી, ખાસ કરીને ભારતીભૂમી કાશ્મીરમાંથી રાજપુરુષોને મોકલી વ્યાકરણો મંગાવ્યાં. શ્રી. રસિકલાલ પરીખનું અવલોકન યોગ્ય લાગે છે કે દંતકથામાં હેમચંદ્રાચાર્યને કાશ્મીર જવાની ઇચ્છા થઈ તેનું ખરું કારણ આ હોવું જોઈએ; તેમજ વ્યાકરણ–વિશારદ થયા વિના પંડિતમાન્ય ન થવાય એ તે સમયની પ્રણાલિકા પ્રમાણે હેમચંદ્રાચાર્યની કલ્પનામાં સરસ્વતીધામ કાશ્મીરે હમેશાં એક અદૃશ્ય સ્થાન રાખ્યું લાગે છે.

આ પ્રમાણે સિદ્ધરાજની વિજ્ઞપ્તિથી હેમચંદ્રાચાર્યે જે એક અદ્વિતીય ગ્રંથ રચ્યો તે સિદ્ધ-હેમ વ્યાકરણ: સિદ્ધ–હેમચંદ્ર શબ્દાનુશાસન. જ્યારે રાજસભામાં પંડિતોની સમક્ષ એનું વાચન થયું ત્યારે સર્વ પંડિતો મુગ્ધ બની ગયા. શ્રીપાલ કવિએ દેવબોધને સંભળાવ્યું હતું તે વાક્ય યાદ કરીએ તો, ગ્રામ્યજનો પહેરે તેવું કાપડ ઉતાવળે તૈયાર કરવા કરતાં, હે પંડિત ! ભલે વર્ષો લાગે, પણ રાજરમણી

દૂર ન કરે તેવું વસ્ત્ર તૈયાર કર: એ અન્યોક્તિ પ્રમાણે હેમચંદ્રે જેને પંડિતો દૂર ન કરી શકે, ને જેના વિના ચલાવી ન શકે એવું પુસ્તક મહામહેનતે તૈયાર કર્યું હતું. એની તૈયારી તો ઘણા વખત અગાઉથી થતી રહી હતી, એટલે હવે જે પુસ્તક થયું તે અનેક રીતે સંપૂર્ણ હતું.

પુસ્તક વિદ્વન્માન્ય ને સંપૂર્ણ છે એ જાણીને સિદ્ધરાજે સરસ્વતીને આપવું ઘટે એવા યોગ્ય માનથી, પોતાના પટ્ટ-હસ્તી પર એને પધરાવી એની ઘોષણા કરાવી. ત્રણસો લહિયાઓને બેસારી એની નકલો કરાવી અને અંગ, બંગ, નેપાલ, કર્ણાટક, કોંકણ, સૌરાષ્ટ્ર, કાશ્મીર, ઇરાન, લંકા સઘળે ઠેકાણે તેની નકલો મોકલી આપવામાં આવી અને પાટણમાં વૈયાકરણી કાકલ—કક્કલ—ને પાઠશાળામાં અધ્યાપક બનાવી—પહેલી વખત ગુજરાતના પુત્રોને ગુજરાતી વિદ્વાનનું લખેલું વ્યાકરણ ભણવવામાં આવ્યું* જયસિંહ સિદ્ધરાજે પણ એ પ્રોત્સાહન ચાલુ રાખી અભ્યાસમાં ઉત્તીર્ણ થનારને કંકણાદિ આપવાની પ્રથા ચાલુ કરી.

* આ કકકલ નામનાં ઘણા રૂપાંતરો બુલ્હરે ટાંક્યાં છે. કકલ, કકકાલ, કકલ્લ, કર્ક, કલ્ક, કકકર, કકકાલ.

काकलो नाम कायस्थकुलकल्याणशेखरः

આ પ્રસંગે એક વાત યાદ આવે છે. ઘણા વિદ્વાનો માને છે કે માતૃભાષા દ્વારા અભ્યાસ અને પ્રજાકીય નીતિ એ બન્નેને પરસ્પર સંબંધ છે. જે પ્રજા માતૃભાષા દ્વારા અભ્યાસ કરવાને બદલે પરદેશી ભાષા દ્વારા અભ્યાસ કરે છે તેનું નૈતિક અધઃપતન વધારે સહેલાઈથી થાય છે; કારણકે કોઇ પણ સંસ્કાર તેમના અંતરમાં સ્થાયી સ્વરૂપ લેવા જેટલો સમર્થ બનતો નથી. આ જોતાં ગુજરાતીઓએ આધુનિક

વ્યાકરણની રચના પછી આચાર્ય હેમચંદ્રાચાર્યનું રાજસભામાં કોઇનાથી બીજું નહિ એવું સ્થાન નિર્ણીત થઇ ગયું. સિદ્ધરાજ જયસિંહ વિદ્વાનોનો મિત્ર હતો, અને શ્રીપાલ કવિને પોતાના બંધુ જેવો ગણતો એ પ્રસિદ્ધ છે. એ જોતાં એ મહાન નૃપતિને હેમચંદ્રાચાર્ય પ્રત્યે વધારે ને વધારે આકર્ષણ થતું ગયું. 'સિદ્ધહેમ' વ્યાકરણ પછી હેમચંદ્રાચાર્યે બીજાં પણ પુસ્તકો બનાવ્યાં, કે જેથી ગુજરાતની કીર્તિ વધી, એથી વધુ તો એણે લોકોને વાણી આપી અને બોલવાની શૈલી આપી. 'અભિધાનચિંતામણિ'—દેશીનામમાળા—જેને શબ્દકોશ કહી શકાય તે તેમણે તૈયાર કર્યો. ડૉ. જોહ્નસને જ્યારે શબ્દકોશ તૈયાર કર્યો ત્યારે ઇંગ્લંડની પ્રજાએ એને બહુ માન આપ્યું હતું, અને આજે પણ એનું નામ લોકકંઠમાં રહ્યું છે. કવિ નર્મદે એકલે હાથે ગુજરાતી શબ્દકોશ તૈયાર કર્યો ત્યારે એના એ મહાભારત કામથી ગુજરાતી પ્રજા મુગ્ધ બની ગઈ હતી. વર્ષો પહેલાં એક મહાન ગુજરાતીએ, કેવળ પ્રજાને જાગ્રત કરવા માટે, પોતાના જીવનનાં ઉત્તમમાં ઉત્તમ વર્ષો આપીને—નામમાળા, અનેકાર્થસંગ્રહ, અલંકારચૂડામણિ, ને છંદોનુશાસન—જેવા એક કરતાં એક વધારે સુંદર પુસ્તકો આપ્યાં: અને એ રીતે ગુજરાતી ભાષાને, ગુજરાતી સંસ્કારને, ગુજરાતી પ્રજાને

---

સમયમાં પણ વીર નર્મદના જમાના સુધી પોતાનું વ્યાકરણ દક્ષિણી ગૃહસ્થોએ તૈયાર કરેલું ચલાવ્યું એ એની પ્રજાસ્મિતાનું ભારે અપમાન છે: અને એનાં માઠાં ફળરૂપે એમ કહી શકાય છે કે ગુજરાતમાં વિદ્યા માટે શ્રમ લેવાની અનભ્યાસી વૃત્તિ આવી ગઇ. બીજાં અનેક કારણોમાં આ પણ એક કારણ હોય.

પોતાપણું રહે એવી એક અભેદ્ય સાંકળ ગૂંથી આપી. હેમચંદ્રે તૈયાર કરેલાં એ પુસ્તકોએ આપેલી ભાષાથી આજે ગુજરાત સમૃદ્ધ બન્યું છે ને પોતાની જાત જાળવી શક્યું છે. હેમચંદ્રાચાર્યમાં સાંપ્રદાયિક ધાર્મિક વૃત્તિ કરતાં પણ લોકસંગ્રહાર્થે કાંઇક કરી જવાની વૃત્તિ એટલી બળવાન હતી કે, જેમ કાલિદાસે રઘુવંશની રચના દ્વારા 'રઘુકુળને હમેશાં રાજનૈતિક વિષયોમાં આદર્શરૂપ બનાવ્યું' તેમ હેમચંદ્રાચાર્યે પણ મહાન સિદ્ધરાજની વિનંતિથી અને પોતે વ્યાકરણના નિયમોના ઉદાહરણ આપવા માટે ચૌલુકયોની કીર્તિગાથા જેવું એક મહાકાવ્ય તૈયાર કર્યું: અને તે સુપ્રસિદ્ધ 'દ્વયાશ્રય.' 'અભિધાનચિંતામણિ' દ્વારા તેમણે એક જ અર્થના અનેક શબ્દો આપ્યા: 'અનેકાર્થસંગ્રહ' દ્વારા એક શબ્દના અનેક અર્થ આપ્યા. 'અલંકારચૂડામણિ' ને 'છંદોનુશાસન' દ્વારા કાવ્યચર્ચા કરી. તો 'દ્વયાશ્રય' એણે વ્યાકરણનાં ઉદાહરણો માટે આપ્યું. પણ એ ઉદાહરણો માટે એ કાવ્યરચના કરી એ જેટલું સાચું છે એના કરતાં વધારે સાચું તો આ છે કે, દુનિયાની મહત્તાને ક્ષણિક માનતા છતાં, એ સાધુના હૃદયમાં ઊંડે ઊંડે પાટણ, ગુજરાત, ગુજરાતી અને ગુર્જર દેશ, ગુજરાતની સરસ્વતી— અને હાલનો શબ્દ વાપરીએ તો ગુજરાતની 'અસ્મિતા'* થનગનાટ કરી રહી હશે. જેટલા ગૌરવથી કોઈ પણ જર્મન

* આ શબ્દપ્રયોગ શ્રી. કનૈયાલાલ મુનશીએ પાતંજલ યોગદર્શનમાંથી ઉપાડીને ચલણી બનાવ્યો છે. બાકી, એનો ખરો અર્થ તો અહંતા છે. એનો પહેલો ઉપયોગ કદાચ શ્રી. બલવંતરાય ઠાકોરે કર્યો લાગે છે.

પ્રોફેસર પોતાના બર્લિનનું વર્ણન કરે—લગભગ એટલા જ ગૌરવથી હેમચંદ્રાચાર્યે પાટણનગરીનું વર્ણન આપ્યું છે. ‘દ્વયાશ્રય’ને ગમે તે સ્થળે ઉઘાડો અને તેમાં મહાન હેમચંદ્રાચાર્યની મૂર્તિ દેખાશે—જાણે કે એ વૈયાકરણી, યોગીન્દ્ર, તત્ત્વજ્ઞાની, આ સંસારની ભૂમિકાને અનેકાન્તવાદની દૃષ્ટિએ જોઇ શકાય એ સિદ્ધ કરતા હોય તેમ, ‘દ્વયાશ્રય’માં ઠેરઠેર ગુજરાતની રમણીઓ, યોદ્ધાઓ, પાટણના નાગરિકો, ×ગોપવધૂઓ, મહાપંડિતો, જીવનના વિવિધ પ્રસંગો, ×ધાર્મિક સહિષ્ણુતા દેખાડતાં વર્ણનો, ×સ્ત્રીઓના મધુર સંવાદો, ઉત્સવો, પ્રજાના આનંદો, એની વિલાસવૃત્તિઓ, એની ઉલ્લાસપ્રવૃત્તિઓ, દરિયાકાંઠાની સાહસિક પ્રવૃત્તિઓ અને ધાર્મિક, નૈતિક અને શૌર્યભરેલા પ્રસંગો આપીને પ્રજાને મહાન થવાની જાણે હમેશાં દીક્ષા આપી રહ્યા હોય તેમ લાગે છે. સાધારણ રીતે હેમચંદ્રાચાર્યની આ કૃતિ દ્વારા તે વખતના ગુજરાત વિષે ઘણું જાણવાનું મળે છે. એનું એ ઐતિહાસિક મૂલ્ય તો છે જ, પણ વિશેષમાં એ કૃતિ દ્વારા હેમચંદ્રાચાર્ય સાધુ આ સંસારને પણ પોતાના સાધુત્વથી રંગી શકે છે એ એમાંથી દેખાઇ આવે છે; અને એનું કારણ એ છે કે માણસ જે કોઇ પ્રવૃત્તિ કેવળ નિષ્કર્મ હૃદયથી કરે, તે પ્રવૃત્તિમાં એ એવાં બીજ મૂકે છે કે જે બીજમાં ગમે તે સમયે અને ગમે તે દેશમાં વિકાસ પામ-

× સર્ગ ૧–૭૨, ૭૮, ૮૩, ૮૮, ૧૦૭, ૧૩૧, સર્ગ ૨–૨૫, ૨૬, ૩૨, ૩૩, ૧૦૫, સર્ગ ૩, ૬, ૮, ૧૦ ૨૪, સર્ગ ૬-૯૫, સર્ગ ૭–૧૦૬, અને બીજા અનેક શ્લોકો આ વસ્તુસ્થિતિની ખાતરી કરાવે તેવા છે.

વાની શક્તિ હોય છે; એટલું જ નહિ, આવી પ્રવૃત્તિમાત્રને તમે કલાદૃષ્ટિએ જુઓ તો, 'ગ્રે' ની પેલી કવિતાની માફક એમ કહી શકો કે એ બંસીધર બંસી બજાવે છે, બંસી બજાવે છે; બંસી બજાવે છે, અને એનું માધુર્યઝરણું એક-ધારું અખંડ વહ્યા કરે છે. એ ખૂટતું નથી, કારણ કે એ ખૂટી શકે નહિ. મોહેન-જો-ડારોના ખોદાણકામમાંથી કેટ-લીક નાની નાની માટીની કૂલડીઓ નીકળી છે. તે વખતની કોઇ અભિલાષાભરેલી નવવધૂએ, પ્રેમથી ને સખી સાથે વિનોદ કરતાં કરતાં આનંદથી, પોતાના નાકની વાળી, બંગડી, કાનનાં ફૂલ એમાં બહુ જ સંભાળપૂર્વક મૂકીને એને પૃથ્વીમાતાને ચરણે મૂકયાં છે; એને ખબર નહિ હોય-પણ એનો એ સાદો સાચો પ્રેમ આજે જોનારના અંતરમાં એટલી નાની ક્રિયાનું મહાન પરિણામ સમજાવવા માટે પૂરતો છે. હેમચંદ્રાચાર્યે 'દ્વયાશ્રયમાં' એવી અનેક ×કાકૂક્તિઓ મૂકી છે કે જે નાજુક સુંદર ઘરરખુ પ્રેમભરેલી ગુજરાતણ આપણી સમક્ષ રજૂ કરે છે. અને જ્યારે આ યોગીન્દ્રને એ વિષય પરત્વે આટલી શાંત રીતે વાત કરતા જોઈએ છીએ ત્યારે તો લાગે છે કે 'પરમવિરોધી શૃંગાર અને શાંતનો સ્વા-ભાવિક +સંકર' જેમ અમરુની અસાધારણ સંસ્કારી પ્રતિભા દર્શાવે છે, તેમ હેમચંદ્રાચાર્યનો આ શૃંગાર અને શાંત, વીર અને વિનોદ, ધર્મ અને પ્રેમ, સમન્વય ને અનેકાન્તવાદ —એ એનામાં હમેશાં નજરે પડતું પરમવિરોધી દ્વંદ્વ, એની અસાધારણ પ્રતિભા દર્શાવે છે. એટલે જ જ્યારે સિદ્ધ-રાજ જયસિંહ, ચૌલુક્યોના વંશમાં ઊતરેલી કવિ કાલિદાસે

* દ્વયાશ્રય : ૨-૨૫-૨૬. × શ્રી. કેશવ હર્ષદ ધ્રુવના શબ્દો.

રઘુઓ માટે વર્ણવેલી—'वार्धक्ये मुनिवृत्तीनां योगेनान्ते तनुत्यजाम्' જેવી દુનિયા સાથેની સમાધાનવૃત્તિમાં રાચી રહ્યો હતો, અને જ્યારે પોતે આ જીવન ક્યાંથી આવ્યું, ક્યાં જાય છે, અંતે શું રહે છે, એ તત્ત્વજ્ઞાનીની મનોદશામાં હતો, ત્યારે મેરુતુંગે દર્શાવ્યા પ્રમાણે, એક વખત તેણે બધા પંડિતોને ભેગા કરી, ઈશ્વર અને ધર્મ વિષે પ્રશ્ન કર્યો. સત્ય શું છે--શી રીતે મળે--એ પ્રશ્નનો ઉત્તર આપનાર દરેક પોતપોતાના સંપ્રદાયની પ્રતિષ્ઠા સ્થાપવામાં તત્પર દેખાયો. એમને મન સત્ય માટે સંપ્રદાય નહિ, પણ સંપ્રદાય માટે સત્ય હતું. એ ઉપરથી સિદ્ધરાજે હેમચંદ્રાચાર્યને એ વિષે પૂછ્યું. આચાર્યે એક પૌરાણિક વાર્તા કહી એ વસ્તુનું સુંદર રીતે દર્શન કરાવ્યું. *એ આખ્યાયિકા આ પ્રમાણે છે: એક વખત કોઈ સ્ત્રીએ પોતાના પતિને બીજી સ્ત્રીના મોહપાશમાંથી વશ કરવા માટે કોઈ તાંત્રિકની મદદથી તેને બળદ બનાવી દીધો. પાછળથી એ વસ્તુનો પશ્ચાત્તાપ થયો, પણ તેનો કાંઈ ઉપાય હાથ લાગ્યો નહિ. તેના વાર-

* જુઓ 'પ્રબંધચિંતામણિ' પૃષ્ઠ ૧૫૦. સર્વદર્શનમાન્યતા પ્રબંધ: સંપાદક: દુર્ગાશંકર શાસ્ત્રી.

'કુમારપાલપ્રબંધ'માં શંખ નામે શેઠ, યશોમતી એની પત્ની, ને શેઠ બીજી સ્ત્રી પરણ્યા એમ કહ્યું છે. શ્રી. રસિકલાલ પરીખ 'કાવ્યાનુશાસન'ની પ્રસ્તાવનામાં કહે છે તેમ હેમચંદ્ર આ સર્વ ધર્મ પ્રત્યે સમભાવ દર્શાવવાથી લેશ પણ ઓછું જૈનત્વ દર્શાવતા નથી. ખરી રીતે અનેકાન્તવાદને માટે સર્વદર્શનસંગ્રહ—એ હેમચંદ્રાચાર્યે કરેલો ઊહાપોહ જ દર્શાવે છે કે હેમચંદ્રાચાર્ય જૈન અને અજૈન એ સાંપ્રદાયિકરેખા કરતાં વિશાળ ધાર્મિક દૃષ્ટિ ધરાવતા હતા.

ણની તેને ખબર ન હતી. સર્વે લોકો તેની નિંદા કરવા લાગ્યા. એક દિવસ એ બપોરે પોતાના બળદધણીને ચારો ચરાવતી વૃક્ષની છાયામાં બેઠી હતી, એટલામાં ત્યાંથી શિવ-પાર્વતી નીકળ્યાં. પેલી સ્ત્રીને રોતી જોઈને પાર્વતીએ શંકરને તેનું કારણ પૂછ્યું. શંકરે બની હતી તે હકીકત કહી. પાર્વતીને દયા આવી ને તેમણે શંકરને એ સ્ત્રીનો પતિ પાછો હતો તેવો કરી આપવા વિનંતી કરી. 'તે ઝાડની છાયામાં જ બળદને પાછું પુરુષપણું મળે તેવું ઔષધ છે,' એમ કહીને શંકર અંતર્ધાન થઇ ગયા. પેલી બાઇએ તે સાંભળ્યું, પણ ઔષધ કયું છે એની એને ખબર ન હતી. એણે એ છાયા ફરતી રેખા દોરી તેમાં જે ઘાસ હતું તે બળદને ખવરાવવા માંડ્યું. જ્યારે એમ કરતાં કરતાં પેલું ઔષધ બળદના ખાવામાં આવ્યું ત્યારે તે પાછો પુરુષપણાને પામ્યો. માણસને પણ પોતાને કયા ઔષધની અગત્ય છે તેની ખબર નથી હોતી—એટલે સત્યનો માર્ગ ગૂઢ હોવાથી જે માણસ સર્વદર્શન પ્રત્યે સન્માન રાખે તેને સત્ય મેળવવાની વધારે તક મળવાનો સંભવ છે.

એક તો સિદ્ધરાજ સ્વભાવથી સર્વધર્મસમન્વયમાં માનનાર હતો. તેમાં હેમચંદ્રાચાર્યના આ ઉપદેશે એને વધારે સમભાવી બનાવ્યો.

હેમચંદ્રાચાર્યે સિદ્ધરાજના સમયમાં કરેલા ગ્રંથોમાં 'દ્વયાશ્રય' પણ હોવાનો સંભવ છે, પણ ડૉ. બુલ્હર કહે છે તેમ લગભગ ચૌદ સર્ગ સુધી—સિદ્ધરાજના સમયમાં એ ગ્રંથની રચના થઇ લાગે છે; જ્યારે કુમારપાલનો રાજકાલ

આવે છે ત્યાર પછીની રચના પાછળથી થઈ હશે. હેમચંદ્રાચાર્યે એક ઐતિહાસિક ગ્રંથ પોતાની વૃદ્ધાવસ્થામાં ફરી તપાસ્યો એવો ઉલ્લેખ છે, તે કદાચ 'દ્વયાશ્રય'ને અંગે હશે.

ડૉ. બુલ્હર * હેમચંદ્રની સિદ્ધરાજ સાથેની લાગવગનો ઉલ્લેખ કરે છે. અને એણે પોતાના જૈનધર્મને મદદ કરવાની તક જવા નહિ દીધી હોય—વગેરે વગેરે વાતો કરે છે, તેમ જ બીજા વિદ્વાનો પણ એ વિષયમાં હેમચંદ્રાચાર્યની રાજદ્વારી કુનેહનો ઉલ્લેખ કરે છે ત્યારે, તેઓ સિદ્ધરાજને અને હેમચંદ્રાચાર્યને બન્નેને અન્યાય કરે છે. શ્રી. રસિકલાલ પરીખે દર્શાવ્યું છે × તેમ હેમચંદ્રાચાર્યે રાજદ્વારી કુનેહથી નહિ પ્રકૃતિથી જ સર્વધર્મસમભાવ સિધ્ધિ કર્યો હોય એ સંભવિત છે. એમણે ત્યાં એવા બીજા બે વિદ્વાનો જ્ઞાનદેવ અને સોમેશ્વરના દાખલા પણ આપ્યા છે, કે જેમણે 'હરિહર બન્નેને એક જ રૂપ !' ની પેઠે 'શિવ–જિન બન્ને એક જ રૂપ, ભેદ નહિ ગણશો !' કહીને પોતાની વિશાળ મતમતાંરક્ષમતા દર્શાવી છે. હેમચંદ્રાચાર્ય વિષે તો એવા અનેક દાખલા છે કે જે એમના સર્વધર્મસમન્વયની ભાવના પ્રકટ કરે છે. આ એમની ભાવના, સિદ્ધરાજ જયસિંહના રાજકાળમાં જ પ્રકટી, અને પછી કુમારપાળના સમયમાં વિલીન પામી એમ પણ નથી. તેમ જ સિદ્ધરાજ જયસિંહની જે પ્રતિમા આપણને ઇતિહાસમાંથી મળે છે, તે જોતાં એના જેવો ધર્મ વિષે વિશાળ-બુદ્ધિ રાજા તે જમાનામાં બીજો

* Life of Hemachandra, Singhi Jain Series, Vol. II, Pages 23—25.

* કાવ્યાનુશાસન. Introduction CCLXXXI.

ન હતો. એ ઉપરાંત એ એટલો વિચક્ષણ, તેજસ્વી, વિનોદી, વિદ્યાપ્રિય અને ચંચળવૃત્તિનો મહત્ત્વાકાંક્ષી પુરુષ હતો કે કોઈ પણ એક આચાર્યની અસર નીચે એ રહી શકે એ વાત જ અસંભવિત હતી. એણે તો હેમચંદ્રાચાર્યમાં તેજ જોયું. પોતાનું સ્વપ્ન એણે આ માણસની મુખમુદ્રામાં વાંચ્યું. એની વાણીમાં મધુરતાભરેલી તેજસ્વિતા જોઈ. અને એ એના તરફ સહજ રીતે આકર્ષાયો. જે માણસ પંડિત દેવબોધ પાસે જમીન ઉપર સાધારણ માણસની માફક બેસી જતો એમ કહેવાયું છે, તે માણસ ઉપર ખાસ અસર કરવા માટે હેમચંદ્રાચાર્યને કોઈ રાજહેતુ મનમાં રાખવો પડ્યો હતો એમ કહેવું એ તો એ બન્ને મહાપુરુષને અન્યાય આપવા જેવું છે. ખરી રીતે તો હેમચંદ્રાચાર્ય અને સિદ્ધરાજ વિશ્વાસુ મિત્રો જેવા બની રહ્યા હતા. હેમચંદ્રાચાર્યે ધારણ કરેલો સર્વદર્શનસંગ્રહ એ એના લોકસંગ્રહનું એક અંગ હતું. જે લોકો હેમચંદ્રાચાર્યની બે સ્પષ્ટ તરી આવતી પ્રતિમાઓને જોઈ શકતા નથી, તે જ એમ માને છે કે હેમચંદ્રાચાર્યે દર્શાવેલો બ્રાહ્મણધર્મ પ્રત્યેનો આદર વગેરે રાજદ્વારી હેતુસર લેવાયેલું એક પગલું છે; કારણ કે કુમારપાલના સમયમાં તેમણે ધાર્મિકવૃત્તિની પ્રબળતા દર્શાવી હતી. હવે ખરી વાત એ છે કે સાધુ હેમચંદ્રાચાર્યમાં બે હેમચંદ્રાચાર્ય છે. એક લોકસંગ્રહી, પ્રજાપ્રિય, કર્મયોગી સાહિત્યકાર: બીજો વીતરાગી, વિરક્ત, એકાકી, નિષ્કર્મી ધર્મપ્રણેતા.

કુમારપાળ ગાદી ઉપર આવ્યો ત્યારે હેમચંદ્રાચાર્યની ઉમ્મર લગભગ પચાસ ઉપરની હતી. કુદરતી રીતે એમની સાહિત્યપ્રવૃત્તિ પૂરી થઇ—હવે એમની ધાર્મિક પ્રવૃત્તિ શરૂ

થઈ હતી. અને એટલા માટે તેમણે ત્યારપછી રચેલું ઘણુંખરું સાહિત્ય ધાર્મિક છે. સોમપ્રભસૂરિએ લખ્યું છે તે પ્રમાણે સિદ્ધરાજના સમયમાં તે તેના વિદ્વાન મિત્ર તરીકે ઘણું પ્રતિષ્ઠાભરેલું સ્થાન ભોગવતા એ વિષે શંકા નથી.

સિદ્ધરાજ પોતાના જીવનમાં છેલ્લાં વર્ષોમાં જૈનમતાલંબી થતો હોય એમ શ્રી. રસિકલાલ પરીખે ઉલ્લેખ કર્યો છે, અને તેના સમર્થનમાં *અલ ઇદ્રીસીનું કથન ટાંકયું છે. સિદ્ધરાજના છેલ્લાં વર્ષોની પુત્રૈષણા—અને તે માટેના પ્રયત્નો ઇતિહાસસુપ્રસિદ્ધ છે. ગમે તે રીતે પોતાને પુત્ર નહિ જ થાય એ વાતથી એના મનમાં વિષાદ થયાની વાત પણ જાણીતી છે કુદરતી રીતે ચૌલુકયવંશી સઘળા રાજાઓની પેઠે એની વૃત્તિએ પણ કાંઇક સંન્યાસી સ્વરૂપ ધાર્યું હોય એ સંભવિત છે. પણ એક પરદેશી મુસાફરની ચલતી ટીકા ઉપર આધાર રાખી રાજાની વૃત્તિનો ઝોક માપી કાઢવો એ બરાબર નથી. અને એટલે એ પોતાની સાહજિક વૃત્તિ પ્રમાણે સર્વધર્મને માન આપવાની પ્રથા બહુ યત્નપૂર્વક જાળવતો

* આ અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ (અલ ઇદ્રીસી)નો જન્મ ઇ. સ. અગિયારમી સદીના અંતની આસપાસ મોરોક્કો દેશના કયટા (cueta) નગરમાં થયો હતો. તે ઇદ્રસી નામના પુરુષનો વંશજ હોવાથી અલ ઇદ્રસી કહેવાતો. તે સિસિલીના બાદશાહ રાજર બીજાનો દરબારી હતો. પણ શ્રી. ગૌરીશંકર ઓઝાના મત પ્રમાણે તે હિંદુસ્તાનમાં આવ્યો લાગતો નથી. હિંદુસ્તાનનાં ભિન્ન ભિન્ન નગરો સંબંધી જે કાંઈ તેણે લખ્યું છે તે અન્ય લેખકોના તથા મુસાફરોનાં વર્ણન સાંભળીને લખેલું પ્રતીત થાય છે. જુઓ 'સોલંકી રાજા જયસિંહ સિદ્ધરાજ' એ શ્રી. ગૌરીશંકર હીરાચંદ ઓઝાનો લેખ.

હશે. જૈન ધર્મ પ્રત્યે એને દ્વેષ તો ન જ હતો; કારણ કે હેમચંદ્રાચાર્ય સિવાય બીજા પણ ઘણા આચાર્યો એના પ્રસંગમાં આવ્યાનો ઉલ્લેખ છે–વીરાચાર્ય, મલ્લધારી હેમચંદ્ર, સમુદ્રઘોષ વગેરે—તેથી તેણે ઘણા અયોગ્ય નિયમો રદ કર્યા લાગે છે. વળી એનું મંત્રીમંડળ જૈનધર્મમતાનુયાયી હતું, છતાં આપણે જોઈએ છીએ કે રાજકારણ ને ધર્મકારણ સિદ્ધરાજના મતે અલિપ્ત રહ્યાં છે. સિદ્ધરાજ એટલો આગ્રહી સ્વભાવનો હતો કે એને અમુક ધર્મ પ્રત્યે કોઇ વાળી શકે એ પણ ઓછું સંભવિત હતું. ખરી રીતે તો ચૌલુક્યોમાં સિદ્ધરાજ કોઈ પણ ધર્મનો ન હતો, કારણ કે એ સર્વ-ધર્મનો હતો. મૂળરાજ, કર્ણ અને ભીમ—એમની ધર્મનીતિ સ્પષ્ટ રેખાવાળી હતી; કુમારપાળની ધર્મનીતિ સ્પષ્ટ રેખાવાળી હતી—માત્ર સર્વધર્મસમન્વયી અને તેથી કોઈ પણ સંપ્રદાયથી પર, એ વિચક્ષણ રાજા રહ્યો હતો. એ રીતે એને મહાન અકબરનો પુરોગામી ગણી શકાય. અને છતાં આવા વિચક્ષણ, વિશાળબુદ્ધિ અને વિદ્વાન રાજાએ હેમ-ચંદ્રાચાર્યને પોતાના ગુરુ જેટલું હંમેશાં માન આપ્યું છે એ યાદ રાખવું જોઇએ. હેમચંદ્રાચાર્યની વાણીનો એ મહાન વિજય છે. એમની ગૌર સૌમ્ય કાંતિનો એ મહાન વિજય છે. એમની સર્વદર્શનસંગ્રહશક્તિનો એ મહાન વિજય છે.*

પણ એ ઉપરથી સિદ્ધરાજ જૈનમતાવલંબી થતો હોય એવી કલ્પના કરવી અસ્થાને છે. અને તેથી શ્રી. રસિકલાલની એ વાત અનૈતિહાસિક લાગે છે.

---

* पुञ्ज निशाद–पञ्जे सुपञ्जले यदि–पथेण वज्जन्ते એ ત્રીજા શ્લોકથી શરૂ કરી ताव न लमेग्य मुखकं याव न विसयान तूरातो.

એ જમાનાને, એકબીજા વડે મહાન એવા આ બે મહાન પુરુષોએ ઘડયો એમ કહીએ તો ચાલે. ગુજરાતને ભાષાસંસ્કાર આપવાનું એમણે શરૂ કર્યું. ગુજરાતને વિદ્યા પ્રત્યે અભિરુચિ ધરાવતું એમણે કર્યું. એથી વધુ ગુજરાતને સમન્વયધર્મી એમણે બનાવ્યું. વધારેમાં વધારે સહિષ્ણુતા અને બીજા પ્રત્યે વધારેમાં વધારે ઉદાર મતદર્શન—એ જે આજ પણ ગુજરાતનો સ્વભાવ છે તેમાં હેમચંદ્રાચાર્ય, જૈનધર્મનો સ્યાદ્વાદ, અને ગુજરાતના ભૂપતિ સિદ્ધરાજ–કુમારપાલ, એ ચતુર્દર્શન કારણરૂપ છે.

હેમચંદ્રાચાર્યે પ્રાકૃત 'દ્વયાશ્રય'માં,* સર્વ–સામાન્યધર્મ વિષે જે વચનો ટાંકયાં છે, તે મૂલ્યવાન હોઈ, ધર્મ વિષેનું એનું મંતવ્ય રજૂ કરે છે. અને હેમચંદ્રાચાર્ય તથા સિદ્ધરાજ જયસિંહની ધાર્મિક વિશ્રંભકથાનો કાંઇક ખ્યાલ આપે છે.

> "કુશાગ્રબુદ્ધિવાળો કૌટિલ્યરહિત સાધુમાર્ગે જઈને પરમપદને મેળવે છે.
>
> "આ મારું અને આ પારકું એમ તજી શત્રુમિત્રમાં સમભાવ રાખી, સઘળાને પ્રેમથી નિહાળી, પ્રિય અને મિત બોલીને, મોક્ષમાર્ગને શોધે છે.
>
> "જેનું શુદ્ધ ક્રોધાદિ રહિત હૃદય હોય, તેથી જેણે ઇંદ્રિયવિજય કર્યો હોય તેવો સંયમી ફરીથી

એ દસમા શ્લોક સુધી સામાન્ય ધર્મની સુંદર રૂપરેખા આપી છે તેમાંથી.

* 'કુમારપાળચરિત', સર્ગ આઠમો, શ્લોક ૨–૮.

સંસારમાં આવતો નથી."*

આ પ્રમાણે હેમચંદ્રાચાર્યે પાટણમાં પોતાની પ્રતિષ્ઠા જમાવી, પોતાના ધાર્મિક અને સંયમી આચરણથી, વિનયભરેલી, નિર્દોષ ને 'દુશ્મનોના હાથમાંથી તલવાર નીચે નખાવી દે' એવી શાંત, સૌમ્ય વાણીથી અને અનુપમ સાહિત્યસેવાથી એ જમાનામાં ગુજરાતમાં સિદ્ધરાજ જયસિંહ અને હેમચંદ્રાચાર્ય એ બન્ને નામો અનેક જીભોની ટોચે રમવા લાગ્યાં. વિનોદી રાજાએ જેવા ઉત્સાહથી પ્રજાના હૃદયમાં

* હેમચંદ્રાચાર્યમાં ઘણી લોકોત્તર શક્તિનો ઉલ્લેખ પ્રબંધકારો વારંવાર આપે છે, અને એટલા જ આગ્રહથી પુરાતત્ત્વજ્ઞો એ વસ્તુને દંતકથા માનવા પ્રેરાય છે. કોઈ પણ જાતના ચમત્કારમાં શ્રદ્ધા રાખવી આવશ્યક છે એવો લેશ પણ ઉદ્દેશ રાખ્યા વિના પુરાતત્ત્વજ્ઞોને કહી શકાય કે પ્રબંધો વાંચતાં—માનસવિજ્ઞાન અને આધ્યાત્મિક શક્તિ પરની ઊંડી શ્રદ્ધા—એ બન્ને વસ્તુઓની ઉપેક્ષા કરવી યોગ્ય નથી. હેમચંદ્રાચાર્યમાં જે જ્યોતિષની શક્તિ ધારવામાં આવી છે—અને તેનામાં વસ્તુસ્થિતિ જાણી લેવાની જે આધ્યાત્મિક શક્તિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે વિષે આટલું કહી શકાય કે એવી વસ્તુઓ અશક્ય હોવાની અશ્રદ્ધા જ રાખવાની જરૂર નથી. દિક્ અને કાલ ઉપર વૈજ્ઞાનિક જમાનાએ ઘણું વર્ચસ્વ મેળવ્યું છે છતાં આત્મા વિષેનું એનું અજ્ઞાન હતું એટલું જ રહ્યું છે; કારણકે જ્યાં સુધી—

For thou hast driven the Foe without,
See to the Foe within'

માણસ બહિર દુશ્મનોને તો જ જીત્યો ગણાય જો એણે આંતરશત્રુઓ જીત્યા હોય; અને જેણે એ સિદ્ધ કર્યું હોય તેને માટે તો:—
These revelations form its significance to men and women, whatever be its duraion—it shows what the

પોતાનું નામ 'સધરા જે 'સંગ' રમતું કર્યું હતું. તેવા જ કોઈ પણ ધર્મના દ્વેષી નહિ એવા હેમચંદ્રાચાર્યે દેશવિદેશના પંડિતોમાં પોતાનુ નામ રમતું કર્યું હતું. પાટણમાં લક્ષ્મી હતી—અને સરસ્વતીને ન હતી એ જમાનો ચાલ્યો ગયો હતો. પાટણને પોતાની પાઠશાળા, મહાલયો, વિદ્યાભવનો, સરસ્વતી-વિહારો, પોતાનું મહાન સરોવર, પોતાની મહાન નદી, પોતાનો મહાન રાજા, પોતાનો મહાન આચાર્ય, પોતાની મહાન સેના, પોતાની મહાન શક્તિ, અને પોતાનો મહાન સંયમ—સઘળી વસ્તુ હતી. એ જમાનામાં એ વૈભવભર્યાં ભવનોમાં જો કોઈ વિષાદથી ઘેરાયેલો માણસ હોય તો તે સિદ્ધરાજ જયસિંહ હતો. એની સઘળી તત્ત્વચર્ચા, રુચિ, સઘળી ધાર્મિક ભાવનાઓ—એમાંથી કોઈ વસ્તુ એના અંતરમાં પથરાયેલા ગૂઢ શોકને નિવારી શકી નહિ. સંભવિત છે કે આચાર્યે એના મનના સમાધાન માટે સોમેશ્વર પાટણ

---

highest watermark of his spiritual capacity is —આવી સમાધિ જેવી ચિત્તની અવસ્થામાંથી એક જ સત્ય તારવી શકાય કે માણસની શક્તિનું માપ કાઢવું એ એક પ્રકારનું અજ્ઞાન છે. ખરી રીતે એ અપ્રમેય છે. વિલિયમ જેઈમ્સ બરાબર કહે છે કે, The saintly character is the character for which spiritual emotions are the habitual centres of personal energy. Dr. W. R. Inge કહે છે તેમ આવા પવિત્ર પુરુષો જે વાત કરે છે તેમાં એકવાક્યતા એ છે કે એ સૌ અમુક પ્રકારના નિશ્ચય ઉપર આવે છે, તે દલીલ કે અનુમાનથી નહિ—પણ જાણે કે કોઈ આંતર-અનુભવના પરિણામે આવતા હોય તેમ જણાય છે—ઈશ્વરી શક્તિ સાથે માનવશક્તિના સંસર્ગનું જ જાણે કે એ પરિણામ હોય—Varieties of Religious Experience—William James.

સુધી એની સાથે જાત્રા કરી હોય—મહાન હેમચંદ્રાચાર્યે, આ એક અત્યંત વ્યાકુલ એવા રાજા પ્રત્યેના પ્રેમથી, અને પોતાની સર્વધર્મસમન્વયી વૃત્તિથી, રાજાને લેશ પણ શંકા કે વ્યાકુળતા મનમાં ન રહે માટે—

यत्र तत्र समये यथा तथा
योसि सोस्यभिधया यया तथा।
वीतदोषकलुषः स चेद् भवान्
एक एव भगवन् नमोऽस्तु ते ॥१॥
भवबीजांकुराजनना रागाद्याः क्षयमुपागता यस्य।
ब्रह्मा वा विष्णुर्वा महेश्वरो वा नमस्तस्मै ॥२॥

આ શ્લોક કુમારપાળ સાથે હેમચંદ્રાચાર્ય જાત્રા કરવા ગયા ત્યારે કહેવાયો એમ પણ માન્યતા છે. ખરી વસ્તુસ્થિતિ એ લાગે છે કે હેમચંદ્રાચાર્યે મહાદેવ માટે કરેલી આ સ્તુતિ સર્વસામાન્ય પ્રસંગોએ એ બોલતા હશે એટલે સિદ્ધરાજ વખતે પણ એ બોલ્યા હોય—ને કુમારપાળ સાથે જતાં પણ એ જ શ્લોકો બોલ્યા હોય એ વધુ ઘટિત લાગે છે.

પરંતુ સિદ્ધરાજને પુત્ર ન થયો તે ન જ થયો. એનાં છેલ્લાં વર્ષો એથી ઘણાં વિષાદમય ને વ્યાકુળ બની ગયાં હતાં. એ વ્યાકુળતામાં એણે ભાન ભૂલીને પોતાના પછી કુમારપાળ ગાદી ઉપર ન આવે એ માટે ઘણા પ્રયત્નો પણ કદાચ કર્યા હશે; પણ એ પ્રયત્નો છતાં કુમારપાળને ગાદી મળી અને સિદ્ધરાજ જયસિંહના મરણ પછી તે ઈ. સ. ૧૧૯૯ માં ગાદી ઉપર આવ્યો. આ સમયથી હેમચંદ્રાચાર્યજીના જીવનનો ત્રીજો ખંડ શરૂ થાય છે.

[ ૬ ]

હેમચંદ્રાચાર્યનો જીવનકાળ ગૂજરાતના સૌથી સમર્થ એવા બે મહાન નૃપતિઓના સમયને આવરીને પડેલો છે. એક રીતે ગૂજરાતની મહત્તા સિદ્ધરાજે સિદ્ધ કરીઃ કુમારપાળે તે સાચવી, પોષી, એને વધારી અને વધારામાં ગુજરાતના જીવન પર ચિરસ્થાયી અસર મૂકનાર જૈનદર્શનને ઉત્તેજન આપી એની સંસ્કારિતાને અમુક પ્રકારનું વલણ આપ્યું: આંહીં 'જૈનદર્શન' એ શબ્દ ખાસ અર્થમાં વાપર્યો છે. હરેક ધર્મને એનાં બે સ્વરૂપ હોય છે. એક એનો દેહ : બીજો આત્મા. એક આચાર : બીજો વિચાર. એ બન્ને વચ્ચે ન છૂટી શકે એવો સંબંધ હોય છે, છતાં સાંપ્રદાયિક શ્રદ્ધા ધરાવનાર સામાન્ય જનો એના આચારને ઘણું મહત્ત્વ આપી એના વિચારને નહિ જેવું મહત્ત્વ આપે છે. કુમારપાળ જૈનધર્મમતાવલંબી થયો હતો એમ સિદ્ધ કરવામાં આવે છે. એ જૈનધર્મમતાવલંબી થયો ન હતો એમ

પણ એટલા જ જોરથી સિદ્ધ કરવામાં આવે છે.* આ બન્ને મત એ સાંપ્રદાયિક મતાગ્રહ ધરાવનારા અભિપ્રાયો છે. ખરી રીતે જે અર્થમાં હેમચંદ્રાચાર્ય જૈનદર્શનને પોતાના જીવનની જરૂરિયાત સમજ્યા હતા, તે જ અર્થમાં કુમારપાળ જૈનદર્શનને પોતાના જીવનની ધાર્મિક જરૂરિયાત સમજ્યો હતો. આ વસ્તુ એકાદ સ્થૂલ ઉદાહરણથી સમજાવીએ. મીરાંને—ચિતોડના એકલિંગજી મહાદેવ કરતાં દ્વારકાના કનૈયાની વધારે મોહિની હતી. શા માટે? એમાં શું રહસ્ય હતું? તુલસીદાસે કહ્યું કે, કૃષ્ણની નહિ પણ રઘુવીરની છબી જોઉં તો નમન કરું. એમ શા માટે? કારણ કે ધર્મ એ આંતરિક જીવનની જરૂરિયાત છે.× કુમારપાળને સઘળાં દર્શન કરતાં જૈનદર્શનનો સ્યાદ્વાદ વધારે અસરકારક લાગ્યો. એ અર્થમાં એ જૈન હતો; પણ ઉપરથી અંધસાંપ્રદાયિક તત્ત્વને એણે રાજનીતિમાં પણ પ્રવેશાવ્યું હતું, અને ઘણી વખત દંતકથાઓમાં વર્ણવવામાં

* જુઓ: મુનિશ્રી દર્શનવિજયજી અને શાસ્ત્રી હરિશંકરના લેખો.

× આપણી પાસે કુમારપાળના આ ધાર્મિક અનુભવોની રોજનીશી નથી, પણ જો એ હોય તો એમાંથી આપણને એના આંતરજીવનના વિકાસનો ક્રમ મળી આવે. કુમારપાળના જીવનની ખરી મહત્તા આ ધાર્મિક અનુભવોમાં રહી છે. બાળકના જીવનમાં એક વખત એવો હોય છે કે જેને તમે Narcissistic Period કહી શકો. —જ્યારે બાળક પોતે સર્વ પ્રવૃત્તિનું પોતાને જ કેન્દ્ર માને છે. માનવજીવનના ધાર્મિક વિકાસમાં પણ એવી પગથી હોય છે. એક સમય એવો આવે છે કે જ્યારે સઘળા ધર્મોનું રહસ્ય એને એક ધર્મમાં દેખાય છે. ખરી રીતે તો સઘળા ધર્મો એક ધર્મમાંથી જ જન્મે છે અને એક ધર્મદ્વારા જ પ્રકટે છે. આ એક ધર્મ એ મનુષ્યનો પોતાનો

આવે છે એવી કેવળ વેવલાવેવલી જેવી ધાર્મિક ઘેલછા એણે બતાવી હતી, એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવામાં આવે, તો એ વાત કુમારપાળની જ મહત્તાને હાનિકારક છે. ખરી રીતે ચૌલુક્યવંશના સઘળા રાજાઓની પેઠે એણે પણ ઉત્તરવયમાં ધાર્મિક પ્રશ્નો પરત્વે વધારે લક્ષ આપ્યું હતું. હેમચંદ્રાચાર્યની અસરને લીધે એને જૈન તત્ત્વદર્શનમાં રહેલી સૌમ્ય ભાવનાઓ વધારે પ્રિય થઈ લાગે છે; છતાં ભૂલવું ન જોઈએ કે હેમચંદ્રાચાર્ય, જે આ વિષય ઉપર સૌથી વધારે નિકટવર્તી બોલનાર ગણાય, તેણે પણ 'દ્વયાશ્રય'માં કુમારપાલનું રાજવર્ણન કરતાં ક્યાંય એની રાજનીતિને એકધર્મી બતાવી નથી. જૈનદર્શનનાં જે મુખ્ય અંગ છે—અહિંસા, બ્રહ્મચર્ય, અપરિગ્રહ—વગેરે તેમનો મહિમા તેણે ગાયો છે, અને કુમારપાલે એ રસ્તો સ્વીકારી જૈનદર્શનની મહત્તા સ્વીકારી છે; પણ કેવળ મહમદ ગાંડાને શોભે તેવી 'યૂકાવિહાર'* વગેરેની વાતો, એ વિષે 'દ્વયાશ્રય'માં ક્યાંય ઉલ્લેખ નથી; છતાં આચાર્યે રાજર્ષિએ કરેલા માંસત્યાગ, મદિરાત્યાગ, પરસ્ત્રીત્યાગ, પશુવધનો ત્યાગ, અને અમારિઘોષણાનો ઉલ્લેખ કરી, કરુણાધર્મની કુમારપાલને સમજાયેલી મહત્તાની વાત

આંતરિક અનુભવ. પછી એ અવસ્થા આવે છે કે પોતાના ધર્મમાં રહેલ પરમસત્ય, સૌન્દર્ય ને આનંદ એ જોઈ શકે. કુમારપાલ જે ધર્મમાં પરમસત્ય, સૌન્દર્ય ને આનંદ જોઈ શક્યો, તે એનો ધર્મ. એ દૃષ્ટિએ એને જૈન તત્ત્વજ્ઞાનમાં રાચનારો કહી શકાય. જૈનધર્મ કે જૈનસંપ્રદાય જે બહિર્આચારમાં રાચે છે એ એનો ખરો પ્રાણ નથી. એનો ખરો પ્રાણ એના તત્ત્વજ્ઞાનમાં છે.

* 'યૂકાવિહાર' ની વાત જિનમંડનગણિના 'કુમારપાલ-પ્રબંધ'માં છે.

વારંવાર કરી છે. હેમચંદ્રાચાર્યે જે કરુણાધર્મ કુમારપાલને કહ્યો, તે સાંપ્રદાયિક આચારથી પ્રેરાયેલો નહિ, પણ તાત્ત્વિક દર્શનથી પ્રેરાયેલો કરુણાધર્મ× હતો. અને તેથી 'યૂકાવિહાર' જેવી વાહિયાત વાતો વડે તો એ રાજર્ષિ તેમજ એના આચાર્ય બન્નેની સામાન્ય બુદ્ધિને પણ અન્યાય કરવામાં આવે છે.

આ દૃષ્ટિએ આપણને કુમારપાલનું જીવન ઘણું તેજસ્વી અને કરુણાપૂર્ણ લાગે છે.

કર્ણ રાજાનો ભાઈ ક્ષેમરાજ, તેનો દેવપ્રસાદ, તેનો ત્રિભુવનપાલ; તેના ત્રણ પુત્રો તે મહીપાલ, કીર્તિપાલ અને

× જુઓ સર્ગ—૧૬ : ૨; ૧૮ : ૫, ૧૯ : ૪, : ૨૦ : ૧૪, ૨૦ : ૧૦, ૨૦ : ૧૧, ૨૦ ; ૨૧, ૨૦ : ૨૭, ૨૦ : ૩૬. છેક છેવટનો ૨૦ : ૩૬ શ્લોક કુમારચૈત્ય અને કુમારપાલેશ્વર બન્નેનો ઉલ્લેખ કરી રાજર્ષિ કુમારપાલને વધારે મહાન બનાવે છે.

કુમારપાલ પણ આ સંબંધે ભોજરાજની પેઠે 'ષડ્દર્શનપ્રબંધ' કરી રહ્યો હોય તો ના ન કહેવાય.

श्रोतव्यः सौगतो धर्मः कर्तव्यः पुनरार्हतः ।
वैदिको व्यवहर्तव्यो ध्यातव्यः परमः शिवः ॥

જે વખતે કણ્ટેશ્વરીનો પશુવધનો ઉત્સવ આવે છે તે વખતે 'કુમારપાલકારિતામારિપ્રબન્ધ'માં દર્શાવ્યા પ્રમાણે હેમચંદ્રાચાર્ય યુક્તિથી, સઘળાં પશુઓને મંદિરમાં રાત્રે રખાવે છે. તેમને સવારે સુરક્ષિત જોઈ તે દલીલ કરે છે કે દેવીને જો માંસ ખપતું હોત તો તે પશુને મારત. આ પ્રમાણે कर्तव्यः पुनरार्हतः કરીને તેણે વૈદિક ધર્મનો વ્યવહાર પણ જાળવ્યો, અને કરુણાધર્મની શ્રેષ્ઠતા સ્થાપી. એણે પણ જીવનમાં તો ષડ્દર્શન-સમુચ્ચય સાધ્યો હતો, એમ કહેવું અયોગ્ય નથી. કુમારપાલનું ખરું બિરુદ—પરમમાહેશ્વર પરમાર્હત

કુમારપાલ સંભવિત છે કે સિદ્ધરાજના મનમાં હજી ભીમની ઉપપત્ની બકુલાદેવીના* વંશજ પ્રત્યે કાંઇક ઓછી લાગણી હોય. કુમારપાળની મા કાશ્મીરાદેવી પણ હલકા કુળની હતી; વળી 'પ્રભાવકચરિત્ર'માં દર્શાવ્યું છે તેમ અર્ણોરાજ કુમારપાળની વિરુદ્ધ હતો, અને તેની પાસે સિદ્ધરાજનો પુત્ર 'ચારુભટ' હોવાનું આવે છે. આ ચારુભટ વખતે કોઈ ઉપપત્નીનો પુત્ર હશે. ×આલિંગે કુમારપાળને સિદ્ધરાજના અઠ્ઠાણું ગુણ ને બે દોષ વર્ણવ્યા હતા; તેમાં રણસુભટતા વગેરે ૯૮ ગુણ સ્રીલંપટતાથી તિરોહિત હતા તેમ કહ્યું હતું; એટલે સંભવિત છે કે સિદ્ધરાજની કોઈ ઉપપત્નીનો આ

---

કુમારપાલ—એમ છે. એના જેવો જૈનધર્મદર્શનને સમજનાર—આટલો વૈભવ ને અપાર સંપત્તિ છતાં—બીજો કોઈ થયો નથી : એના જેવો પરમમાહેશ્વર કુલક્રમાગતધર્મનો અનુયાયી પણ બીજો કોઈ નથી. ધર્માત્મા રાજર્ષિ કુમારપાલ—એ બે ખરા વિશેષણને તજી, પોતપોતાના સંપ્રદાયમાં 'એ હતો'—માત્ર 'એ હતો' એમ સાબિત કરવાથી કોણ જાણે કયો વિશેષ લાભ મળવાનો હોય—ઇતિહાસને, સમાજશાસ્ત્રને કે ધર્મશાસ્ત્રને—એ સમજ્યા વિના દોરડાલડાઈ ચાલે છે એ ઘૃણાસ્પદ ને મિથ્યા છે. સિદ્ધરાજે ખંભાતમાં ન્યાય માટે મુસ્લિમોને બદલો અપાવ્યો એ ઉપરથી મિથ્યા કલ્પના કરનારા કરતાં આ ઐતિહાસિક આધારો લઈ લડનારાની મનોદશા વધારે દયાપાત્ર ગણાવી જોઇએ.

* એનું બીજું નામ 'ચૌલાદેવી' પણ આપ્યું છે. જિનમંડનગણિ બકુલાદેવી આપે છે.

× જુઓ 'પ્રબંધચિંતામણિ' પૃષ્ઠ : ૧૯૩. જુઓ 'પ્રભાવકચરિત્ર' હેમચંદ્રસૂરિ-પ્રબંધ.

†ચારુભટ પુત્ર હોય; ને કદાચ અર્ણોરાજ સાથેના યુદ્ધનું એ કારણ હોય.

કુમારપાલની વંશશુદ્ધિની શંકા ઉપરાંત સિદ્ધરાજનો સ્વભાવ જોતાં તે પોતાના જેવા પ્રતાપી પુરુષોનો અસહિષ્ણુ હશે. કુમારપાલનું તેજ તે વખતે પણ છાનું નહિ રહ્યું હોય. એટલે કુમારપાલને જીવનનાં પ્રથમ વર્ષો—લગભગ પચાસ વર્ષ સુધીની વય—દેશાંતરમાં ગાળવી પડેલાં. 'પ્રભાવકચરિત્ર' પ્રમાણે તે વખતે હેમચંદ્રાચાર્યના સંબંધમાં તે વખતે જ તે

† આ ચારુભટ તેજ 'પ્રબંધચિંતામણિ'માં દર્શાવેલ ચાહડ કે વાહડ છે. વળી તે ઉદયનનો પુત્ર છે ને સિદ્ધરાજે તેને પુત્ર માનેલ હતો વગેરે વાત છે. 'ચતુર્વિંશતિપ્રબંધ'માં રાજશેખરસૂરિ તેને માળવાનો રાજપુત્ર કહે છે. મતલબ કે આ ઉલ્લેખો સ્પષ્ટ નથી. તો પછી એમ કેમ ન હોય કે આ ચારુભટ તે સિદ્ધરાજની કોઈ ઉપપત્નીનો પુત્ર હોય; ને રાજ ઉપર દાવો કરતો હોય? સિદ્ધરાજનો પુત્ર તો લગભગ બધા કહે છે, એટલે આ અનુમાન છેક અશક્ય નથી લાગતું. અર્ણોરાજ સાથેના યુદ્ધમાં આંતરિક ફૂટફાટ હતી એ વસ્તુસ્થિતિને પણ આ રીતે જ વધારે ટેકો મળે. 'દ્વયાશ્રય' પ્રમાણે આ ચારુભટ હસ્તીશાળાનો ઉપરી હતો. શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી લખે છે કે ભાટો સિદ્ધરાજને સાત પુત્રો હોવાની વાતો કરે છે, ને છનાં નામ આપે છે. એ રીતે ચારુભટ સાતમો હોઈ શકે. અજમેર સાથે કુમારપાળને લડાઈ થઈ તેમાં આંતરિક વિગ્રહનો ઉલ્લેખ સ્પષ્ટ છે. ચારુભટે રાજ ઉપર દાવો કર્યો તે કોઈએ માન્ય ન રાખ્યો, માટે તે અર્ણોરાજને મળી ગયો એમ 'પ્રબંધચિંતામણિકાર' કહે છે. એટલે ઐતિહાસિક દૃષ્ટિએ આ વસ્તુ વધારે પ્રકાશ માગે તેવી છે. જિનમંડનગણિના કહેવા પ્રમાણે નડૂલનો કેલ્હણ ને બીજા ઘણા કુમારપાલથી વિરક્ત હતા એ વસ્તુ સૂચક છે : એટલે આ પ્રશ્ન સ્પષ્ટ નથી. 'પ્રભાવક-

આવ્યો જણાય છે. એકવખત એ સાધુવેષે પાટણમાં આવેલો પણ જોગીંદર વેશમાં છતાં ચરપુરુષોએ એને ઓળખી કાઢયો; અને તે ભાગીને હેમચંદ્રાચાર્યના ઉપાશ્રયે ગયો.* આચાર્યે કેવળ કરુણતાથી પ્રેરાઈને તેને તાડપત્રોમાં છુપાવી દીધો, અને પછી રાત્રે કોઈ ન દેખે તેમ બહાર કાઢી દેશાંતરમાં જવાની સલાહ આપી. સ્તંભતીર્થમાં ઉદયન મંત્રીએ કુમારપાલને જે જવાબ આપ્યો હતો—જે રાજાને અભિષ્ટ ન હોય તેની સાથે અમારે કાંઈ પ્રયોજન નથી—તેની સાથે આચાર્યની આ માનવતા—'સર્વસત્ત્વ સાધારણી×

ચરિત્ર'માં तथा चारुभटः श्रीमत्सिद्धराजस्य पुत्रकः।' ('હેમચંદ્રસૂરિપ્રબંધ' ૫૨૦) એમ સ્પષ્ટ છે. 'મોહપરાજય' (૫-૩૬) માં એનું નામ ત્યાગભટ્ટ આપ્યું છે. धन्यस्त्यागभटः कुमारतिलकः शाकम्भरीमाश्रितो। શ્રી. મધુસૂદન મોદી પ્રમાણે સં.त्याग=પ્રા. चाअ એટલે સં.त्यागभटः= પ્રા.चाअहड અને તે ઉપરથી चाहड. આ બાબતમાં શ્રી. રામલાલ મોદીની, [ફા. ગૂ. ૩. ૩માં] ચર્ચા આવી છે. તે પ્રમાણે સોમેશ્વરને ચાહડ કહ્યો છે.

* ગુરુ અર્જુનદેવે ખુશરુને આશ્રય આપેલો એ વાતની જયારે બાદશાહ જહાંગીરને ખબર પડી, ત્યારે તેણે ગુરુને બોલાવી સખ્ત ઠપકો આપ્યો હતો અને તેનો દંડ કર્યો હતો. દંડ તો ગુરુના શિષ્યો ભરી દેવા તૈયાર હતા. પણ ગુરુએ એમ કહી દંડ દેવાની ના પાડી, કે અમે ખુશરુને રાજદ્રોહી તરીકે નહિ—કેવળ માનવ તરીકે—ધર્મસ્થાનોમાં હરકોઈ દુઃખંપીડિતને આશ્રય આપવો જોઈએ એમ ધારીને, આશ્રય આપ્યો હતો. અમારે રાજદ્વારી હેતુ હતો જ નહિ. એટલે આ દંડ ભરી ન શકાય. તેમણે કેદ સ્વીકારી અને કેદના ત્રાસથી પીડાઈને પોતાનો દેહ જલને અર્પણ કરી દીધો.

× मोहपराजयम्।

કરુણા'—સરખાવવા જેવી છે; એટલું જ નહિ, આ આશ્રય આપતી વખતે કે પછીથી પણ કુમારપાલ રાજા થશે એ રાજદ્વારી હેતુથી એ આશ્રય આપ્યો જ ન હતો. કદાચ જ્યોતિષની અસાધારણ શક્તિ દર્શાવવા માટે જ હેમચંદ્રાચાર્યના મોંમાં જે શબ્દો મૂકવામાં આવે છે, તે ખરી રીતે તો આશ્વાસનના શબ્દો જ હોઈ શકે. તેથી જ્યોતિષ ઉપર લોકશ્રદ્ધા બેસે કે નહિ એ સવાલ જુદો છે, પણ આચાર્યની મહાનુભાવતાને તો ઘણો જ અન્યાય થાય છે. મહાન પુરુષો, જે ખરી રીતે જીવનમાં મહાન હોય છે જ, તેમને જ્યારે ચિત્રવિચિત્ર વાર્તાઓથી મહાન બનાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે, ત્યારે તેમની સાચી મહત્તા પ્રત્યે તો લોક-દૃષ્ટિ અંધ જ રહે છે. જ્યારે ઉદયન જેવા પ્રતાપી રાજ-પુરુષો પણ 'રાજપુરુષો તને ન જુએ એટલામાં તું સત્વર દૂર ભાગી જા' એમ કહીને છટકી જતા હતા, ત્યારે હેમ-ચંદ્રાચાર્યે કોમળ કરુણતાથી પ્રેરાઇને એને બબ્બે વખત આશ્રય આપ્યો, સલાહ આપી, અને વધુમાં પ્રોત્સાહન આપ્યું. આ વસ્તુ હેમચંદ્રાચાર્યની કુનેહબુદ્ધિ નહિ, પણ તેના અંતરમાં જૈનદર્શનની 'પરમકરુણતા' વસી રહી હતી તે બતાવે છે. કુમારપાલ ભવિષ્યમાં રાજા થશે જ—જ્યોતિષશાસ્ત્રને આધારે ધારો કે આચાર્યને એવી ખાતરી હોય, અને એમણે કુમારપાલને આશ્રય આપ્યો હોય તો તે આશ્રયનું અને આચાર્યનું બન્નેનું મૂલ્યાંકન ફરી જાય છે. એટલે જ જ્યોતિષશાસ્ત્ર વિષેના હેમચંદ્રાચાર્યના જ્ઞાનને લેશ પણ અન્યાય આપ્યા વિના એમ કહેવું જોઈએ કે દંતકથાએ આચાર્યમાં રહેલ સર્વમાનવસમભાવને અન્યાય આપ્યો છે,

ને સાંપ્રદાયિક અંધશ્રદ્ધાએ એ અન્યાયને વધુ તીવ્ર બનાવ્યો છે.*

કુમારપાલ આ પ્રમાણે રાજા થતા પહેલાં ઘણીઘણી વિટંબનાઓમાંથી પસાર થયો હતો. તેણે આખું ભારતવર્ષ પોતાના પગ નીચે ખૂંદી કાઢયું હતું. પણ એમ જણાય છે કે એ સઘળો વખત ગુરુ હેમચંદ્રાચાર્યની સહાનુભૂતિ એના તરફ હતી. એની ગુપ્તાવસ્થામાં પણ એ બેત્રણ વખત આચાર્યને મળી ગયો હશે. એટલે કે જ્યારે જ્યારે ગુજરાતમાં કાંઇક જાણી લેવાની ઇચ્છાથી આવતો હશે ત્યારે ત્યારે એનું વિશ્વાસસ્થળ આચાર્યના સાંનિધ્યમાં રહેતું હશે. આથી ડૉ. બુલ્હર જે એમ લખે છે કે હેમચંદ્રાચાર્ય સાથે કુમારપાળનો પાછળથી યોગ થયો તે બરાબર નથી; કારણ કે 'પ્રભાવકચરિત્ર' પ્રમાણે જ જ્યારે સિદ્ધરાજનું મરણ થયું ત્યારે પણ પોતાને રાજ મળશે કે નહિ તેની શંકા છતાં કુમારપાલ નગરમાં આવીને હેમચંદ્રાચાર્ય પાસે જાય છે. રાજમંત્રીઓના હાથમાં જ રાજાની

* 'પ્રભાવકચરિત્ર' પ્રમાણે 'હે રાજપુત્ર! તું શાંત થા. આજથી સાતમે વર્ષે તું રાજા થઈશ.' 'પ્રબંધચિંતામણિ' પ્રમાણે ઉદયનના પૂછવાથી હેમચંદ્રાચાર્યે કહ્યું એમ છે. 'કુમારપાલ–પ્રબંધ' પ્રમાણે અંબાદેવીને પૂછીને હેમચંદ્રાચાર્યે કહ્યું કે, 'ત્રિભુવનપાલને કુમારપાલ, મહીપાલ, કીર્તિપાલ ત્રણ પુત્રો છેઃ તેમાંનો કુમારપાલ તમારી પછી જગપ્રસિદ્ધ થશે અને તે સંપ્રતિ રાજાની પેઠે પૃથ્વી ઉપર શ્રી જૈનધર્મનો પ્રચાર કરશે. વળી હે ગુણાધાર કુમાર! તમને વિક્રમ સંવત ૧૧૯૯ ના માર્ગશીર્ષ વદી ૪ ને રવિવારને દિવસે પુષ્યનક્ષત્રમાં ત્રીજે પહોરે રાજ્ય મળશે' એમ કહ્યું છે.

પસંદગી કરવાનું હતું, અને ખાસ કરીને તો પોતાના બનેવી કૃષ્ણદેવની મદદથી તેને રાજ મળે છે. છતાં પ્રધાનોએ સઘળા રાજકુમારોને નિમંત્રણ આપ્યું હતું, અને સદ્‌ગત પ્રતાપી સયાજીરાવ વિષે બન્યું તેમ, કુમારપાલ પોતાના બન્ને ભાઇઓ કરતાં વધારે તેજસ્વી હોવાથી રાજપ્રાપ્તિ કરી શકે છે. એક બીજું કારણ પણ લાગે છે. કુમારપાલ બહુ વિદ્વાન હોય તેમ લાગતું નથી,* પણ તે સાચો × યોદ્ધો હશે અને એ રીતે કદાચ એ સૈન્યમાં લોકપ્રિય હશે. સિદ્ધરાજની ઝીણવટ-ભરેલી શોધખોળ વ્યર્થ થઇ તેના કારણમાં પણ કુમારપાલની સૈનિકજનો સાથેની મૈત્રી નિમિત્તરૂપ હોઇ શકે. વળી સુભટતા એ કુમારપાલનો ગુણ હતો, એમ 'પ્રબંધચિંતામણિ'માં આપ્યું છે; તેમજ મંત્રીઓએ જ્યારે કુમારપાલને પૂછ્યું કે તમે શી રીતે રાજ કરશો, ત્યારે તેણે તલવાર બતાવી, 'આનાથી' એમ કહ્યું. એ વસ્તુ પણ એની રણસુભટતા તરીકેની કીર્તિના સમર્થનમાં છે. આ રીતે કુમારપાલને રાજ મળ્યું ત્યારપછી સંભવિત છે કે વિગ્રહોની પરંપરામાં પડી જવાથી, અને આંતરિક વિગ્રહોને વશ કરવાની જરૂરિયાતથી, તે હેમચંદ્રાચાર્ય સાથે જોઇએ તેટલું ભળી શક્યો નહિ હોય. પણ એ ઉપરથી હેમચંદ્રાચાર્ય અને કુમારપાલ બન્નેનો પરિચય મોડો સધાયો એમ કહેવું બરાબર નથી. કુમારપાલ પોતાની ગાદી ઉપર સ્થિર થયો, અજમેર માળવા વગેરેના રાજાઓને તેણે હરાવ્યા ને વશ કર્યા, આંતરિક વિગ્રહો ટળી ગયા,

* જુઓ 'પુરાતનપ્રબંધસંગ્રહ'—પૃષ્ઠ : ૮૯.

× જુઓ 'દ્વ્યાશ્રય'માં કરેલું સપાદલક્ષ સાથેના યુદ્ધનું વર્ણન. સર્ગ ૧૮ : ૮૬–૯૬.

એની અવગણના કરનારું મંડળ ઓછું થઈ ગયું, અને એણે રાજપદમાં સ્થિર થઇ પોતે શાંત જીવન ગાળવાનો નિશ્ચય કર્યો.

આ સમય હેમચંદ્રાચાર્ય માટે ઘણો અનુકૂળ હતો. કુમારપાલ સ્વભાવથી વિનમ્ર હતો. વળી તેણે દેશદેશાંતરો રખડીને ઘણો અનુભવ મેળવ્યો હતો. મેરુતુંગે તેને આપેલું 'વિચારચતુર્મુખ'નું બિરુદ બરાબર છે. હેમચંદ્રાચાર્યના કરતાં લેશ પણ ઓછી શક્તિવાળા માણસે આ સમયે ગુજરાતમાં આંતરિક વિગ્રહનો પાયો નખાવ્યો હોત. હેમચંદ્રાચાર્યની ખરી મહત્તા એ છે કે રાજાની પોતા પ્રત્યે એટલી ભક્તિ છતાં એણે * સાંપ્રદાયિક અંધશ્રદ્ધામાં

* ખરી રીતે આ પુસ્તકની કક્ષાનો એ પ્રશ્ન નથી, પણ જ્યારે એક તરફથી પરમાર્હત અને બીજી તરફથી પરમમાહેશ્વર, એમ બે પરસ્પરવિરોધી વિશેષણો ઉપર વિદ્વાનો ઊહાપોહ કરી રહ્યા છે, (જુઓ કેશવ હર્ષદ ધ્રુવ, 'પ્રિયદર્શના'ની પ્રસ્તાવના, પ્રાચીન જૈન લેખ સંગ્રહ, ફાર્બસ ત્રૈમાસિક એપ્રિલ-જૂન ૧૯૩૯, શ્રી. હરિશંકર શાસ્ત્રીનો લેખ, તેમ જ શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીનો ગુજરાતનો મધ્યકાલીન રજપૂત ઇતિહાસ, અને બીજા ઘણા ચર્ચાસ્પદ પ્રશ્નો), ત્યારે કહેવું ફલિત થાય છે કે પરમાર્હત થવાથી, મુનિ જિનવિજયજી કહે છે તેમ, પરમમાહેશ્વર વગેરે વિશેષણોના ત્યાગની જરૂર નથી; લગભગ એ જ રીતે કહી શકાય કે પરમાર્હત થવા કુમારપાલને—કોઈ પણ માણસને—પોતાના ધર્મના સામાન્ય નિયમો તજવાની જરૂર જ ઊભી થતી નથી. માળા પહેરી હોય એવા સમ્રાટ અકબરનાં ચિત્રો છે. દારાને ઉપનિષદ વાંચતો કહેવામાં આવ્યો છે. એ એમની આ ધર્મ પ્રત્યેની વિશેષ અભિરુચિ દર્શાવે છે, પણ તેથી પોતાનો કુલધર્મત્યાગ દર્શાવાતો નથી. 'પ્રભાવક-ચરિત્ર'માં કહ્યું છે કે, કુમારપાલે પોતે

એને દોર્યો નથી. પણ જે રાજર્ષિના સામાન્યધર્મ છે તે, અને જૈન આચારના ને જૈન વિચારના જે મુખ્ય રત્નો છે

જિનબિંબને પોતાના મહેલમાં પધરાવવાની તૈયારી કરી, ત્યારે ભાવિના જાણનાર આચાર્યે તેનો નિષેધ કર્યો.

प्रासादः स्फाटिकस्तत्र तद्योग्यः पृथिवीभृता ।
प्रारेभे प्रतिषिद्धश्च प्रभुभिर्भाविवेदिभिः ॥
राजप्रासादमध्ये च नहि देवगृहं भवेत् ।
इत्थमाज्ञामनुल्लंघ्य न्यवर्त्तत ततो नृपः ॥

( પ્રભાવક-ચરિત્ર : હેમચંદ્રસૂરિપ્રબંધ ૮૧૫—૮૧૭ )

'રાજભવનમાં દેવગૃહ ન થાય.' 'આંહીં ભાવિના જાણનાર આચાર્ય' એ શબ્દ ધ્યાન રાખવા જેવા છે. તે વખતે કોઈ પણ રાજકુલ પોતાનો પરંપરાગત ધર્મ ત્યાગીને રાજપુરુષોની સહાય મળશે એવી ખાતરી રાખી શકે નહિ. કુમારપાલે તો પોતાના પરાક્રમથી જ આંતરિક વિગ્રહો સમાવ્યા હતા. એટલે રાજનીતિને જાણનાર હેમચંદ્રાચાર્યે એને જૈનધર્મનું સઘળું જ તત્ત્વદર્શન કરાવ્યા છતાં, કોઈ પણ દિવસ, ક્ષોભ થાય એટલી ત્વરાથી કે પ્રદર્શન થાય એવા હેતુથી, રાજાને આગ્રહી જૈનધર્મી બનવા સલાહ નહિ આપી હોય; અને છતાં કુમારપાલ પરમાર્હત છે; કારણકે જૈનદર્શનના સઘળા જ ધાર્મિક સિદ્ધાંતો એણે પોતાના જીવનમાં ઉતાર્યા હતા. પણ એક વાત ભૂલવી ન જોઈએ કે, એ એની ઉત્તરવયમાં જૈનમતાવલંબી થયો હતો માટે 'પરમાર્હત' વિશેષણ એના પહેલાના લેખોમાં મળતું નથી, એ દલીલ કુમારપાલનું જીવનચરિત્ર સમજવા માટે બરાબર નથી. કુમારપાલની પ્રથમાવસ્થામાં એને યુદ્ધો ખેડવા પડ્યાં હતાં. આ ઘણાખરાં યુદ્ધો સ્વરક્ષણ માટે હતાં. અમારિઘોષણાના ધર્મથી આ વસ્તુ વિરુદ્ધ છે, માટે કુમારપાલના જીવનમાં સંગતિ બતાવવા, જો એ ઉત્તરાવસ્થામાં જૈનધર્મમતાવલંબી થયો હોય એમ કહેવામાં આવતું

તે પ્રત્યે એણે કુમારપાલને જાગ્રત કર્યો. કુમારપાલની જાગૃતિએ ગુજરાત ઉપર જે ચિરસ્થાયી સંસ્કાર મૂકયા તેમાં આ

---

હોય તો, એ વાતથી કુમારપાલને અન્યાય થાય છે. કુમારપાલ શરૂઆતથી જ જૈનધર્મ પ્રત્યે અભિરુચિ ધરાવનારો ને એના દર્શનમાં શ્રદ્ધાવાળો છે. એનાં યુદ્ધ, એ આચાર્ય હેમચંદ્રે એને સ્તંભતીર્થમાં છુપાવતાં કહેલ અસત્યની પેઠે, જરૂરી અને દયાધર્મથી પ્રેરિત અસત્ય જેવાં--જરૂરી ને સ્વરક્ષણપ્રેરિત યુદ્ધો છે. અત્યારે જેમ પોલાંડના યુદ્ધને ગાંધીજીએ અહિંસક યુદ્ધ કહ્યું—કુમારપાલનાં ત્રણે ત્રણ યુદ્ધ લગભગ એવાં છે. શ્રી. ઓઝા અભિનંદન ગ્રંથ–ભારતીય અનુશીલન ગ્રંથમાં આવેલ મુનિશ્રી હિમાંશુવિજયજીનો લેખ આ સંબંધમાં ઘણો સ્પષ્ટ છે. 'જૈન ધર્મ કી અહિંસા કો ન સમઝનેવાલે માનતે હૈં કિ જૈનધર્મ કાયર બનાતા હૈ; ઉનકા યહ અનુમાન સર્વથા ઝૂઠા હૈ. જૈનધર્મ મેં ગૃહસ્થો કે લીએ તો ઇતની હિ અહિંસા હૈ કિ બેગુનહગારો કો ન મારો. ઇસી કારણ શ્રેણિક, કોણિક, ચન્દ્રગુપ્ત, સંપ્રતિ, કુમારપાલ આદિ જૈન રાજાઓને વીરતાપૂર્વક ભૂમિ કા રક્ષણ કિયા હૈ. निरागस्त्रसजन्तूनां हिंसां संकल्पतस्त्यजेत्। એ યુદ્ધો અહિંસક હતાં: અને જે જમાનાને પોતાના મહાન નગરની રક્ષા કરવી હોય, પોતાનું ગૌરવ સાચવવું હોય, પોતાનો ધર્મ પણ સાચવવો હોય, તેને વેવલાવેડા કરીને 'યૂકાવિહાર' અને 'મૂષકવિહાર' એવી વાતો કરવી પોસાય પણ નહિ. કુમારપાલ એવો અરાજનીતિજ્ઞ ન હતો; તેમ જ આચાર્ય હેમચંદ્રાચાર્યની ધાર્મિક નીતિમાં એવા દોષ ન હતા કે જેથી આંતરિક વિગ્રહ ફાટવાની શક્યતા ઉત્પન્ન થાય કે ગુજરાત નબળું પડે એવું કોઈ પગલું, કેવળ પ્રદર્શન ખાતર, રાજા પાસે લેવરાવીને એ ગુજરાતને છિન્નભિન્ન થવા દે. હેમચંદ્રાચાર્યના શિષ્યોમાં એ શક્તિ ન હતી—ને તેમણે ખુલ્લી રીતે ધર્મ અને રાજનીતિની રેખા તજી; અને પરિણામ તરત આવ્યું. એટલે હેમચંદ્રાચાર્યના

બન્ને પુરુષોનો ઘણો મોટો ફાળો છે. પ્રથમ તો કુમારપાલને ‘पाघउं अप्पहो सुद्धि’ (‘કુમારપાલચરિત’: આઠમો સર્ગ: પોતાના જ શબ્દો (દ્વયાશ્રય સર્ગ ૨૦) એ બાબતમાં સ્પષ્ટ છે કે, રાજાનો કરુણાધર્મ એટલા વિસ્તૃત સ્વરૂપે પ્રકટ્યો કે ગામડાનાં ગામડાં કરુણાધર્મમાં આવી ગયાં. ‘દ્વયાશ્રય’માં એણે બતાવ્યું છે તે પ્રમાણે એણે પ્રકટાવેલો અમારિધર્મ વિજયી નીવડ્યો ને તેણે જેમ કુમારચૈત્ય તેમજ કુમારપાલેશ્વર મંદિર પણ બંધાવ્યાં: એટલે હેમચંદ્રાચાર્યે કુમારપાલ ઉપર જે સ્થાયી અસર કરી તે માત્ર પૂજાવંદનાદિ બાહ્ય આચારની નહિ, પણ અંતઃકરણપ્રેરિત દયાધર્મની હતી. કુમારપાલને રાજનીતિમાં પરિવર્તન કરનાર તરીકે માન આપી શકાય. એણે દોરેલી સામાજિક કલ્યાણની રેખાઓ તો આજે પણ સૌને ઉપયોગી છે. ‘પરસ્ત્રીવિમુખપ્રવૃત્તિ’ આ રાજા ખરેખરા અર્થમાં જૈન હતો; કારણ કે ‘અગારિઘોષણા’નું રહસ્ય એ કળી શકયો હતો; અને એ જ ખરો શૈવ હતો, કારણ કે યુદ્ધક્ષેત્રની રણહાક ‘જય સોમનાથ!’ તજવાની લેશ પણ નબળાઈ એણે બતાવી ન હતી. એના જેવા સામાજિક સુધારક, કલ્યાણ પ્રવૃત્તિવાળા, સંયમી ને સહિષ્ણુ નૃપતિઓ ગુજરાતની ગાદી ઉપર બહુ ઓછા થયા છે.

‘ત્રિષષ્ટિશલાકા’માં મહાવીરચરિત્ર લખતાં, હેમચંદ્રાચાર્યે જે વર્ણન કર્યું છે તે ઘણુંખરું ભવિષ્યકાલનું છે, એ વસ્તુ ધ્યાન રાખવા જેવી છે. એ વસ્તુ એમ દર્શાવે છે કે આ વર્ણન અમુક અંશે કવિત્વપૂર્ણ છે. વળી ભૂલવું ન જોઈએ કે હેમચંદ્રાચાર્યે પોતાના સમયની ઘણી કથાઓ—જે જે જૈન ગ્રંથોમાં મળી તે બધીનો મહાવીરચરિત્રમાં ઉપયોગ કર્યો છે, અને એ રીતે જ્યાંત્યાં પ્રસંગ લઈને કેટલાકને બંધબેસતી બનાવી સુંદર રીતે યોજી છે. ઉદયનની કથા લઈએ તો તેમાં એમણે જે યોજના કરી છે તે સ્પષ્ટ દેખાઈ આવે છે. એટલે એ દૃષ્ટિએ મહાવીરચરિત્રના અત્યંત સુંદર આલંકારિક વર્ણનો શબ્દશઃ અર્થમાં લેવાનાં નથી; પણ તેમાંથી ધ્વનિ પકડવાનો છે.

૩૮) આત્મશુદ્ધિની ઝંખના થઈ લાગે છે. કુમારપાલની વિનંતિ ઉપરથી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્ર રચ્યું એ આ

'અભિધાનચિંતામણિ'નો શ્લોક આનું સૌથી સારું ઉદાહરણ બની શકે.

कुमारपालश्चौलुक्यो राजर्षिः परमार्हतः ।
मृतस्वमोक्ता धर्मात्मा मारि–व्यसनवारकः ॥

આમાં કુમારપાલને આઠ વિશેષણો લગાડયાં છે. અને એમાંનું એક વિશેષણ પરમાર્હત પણ છે. જેવી રીતે એ રાજર્ષિ હતો, ધર્માત્મા હતો, તેવી રીતે એ પરમાર્હત હતો. સમકાલીન સોમપ્રભસૂરિનું 'કુમારપાલપ્રતિબોધ', એ આધ્યાત્મિક વિકાસ એણે શી રીતે સાધ્યો તેની સુંદરમાં સુંદર સોપાનપરંપરા બતાવે છે. પીટર્સને દક્કન કૉલેજમાં વ્યાખ્યાન કરતાં કહ્યું હતું કે, મોહપરાજય—એ Pilgrim's Progress જેવું છે—'આધ્યાત્મિક વિકાસ માટે જરૂરી.' એ જ શબ્દો 'કુમારપાલ–પ્રતિબોધ' વિષે પણ કહી શકાય. અહિંસા–જુગાર–પરદારાવ્યસન–મદ્યપાન–ચોરી–ને ધનતૃષ્ણાનો ત્યાગ આટલી વસ્તુ અહિંસાના વ્યાપક સ્વરૂપમાં આવી જાય છે. અને એ જેણે પ્રાપ્ત કરી તેને દેવપૂજાનો અધિકાર. પછી એ દેવપૂજાનું નિત્યજીવનમાં રૂપાંતર તે દાનધર્મ. અને એવી રીતે નિત્યજીવનમાં જે માનસિક ક્રિયાઓને રૂપાંતર પમાડી શકે તેને જ બાર વ્રતનો ધિકાર અને એ રીતે જ સર્વ કષાયનો નાશ. પ્રાકૃત 'દ્વયાશ્રય' સર્ગ આઠમામાં આપેલ શ્રુતદેવીના ઉપદેશ સાથે આ સોપાનપરંપરા સરખાવવામાં આવશે તો હેમચંદ્રાચાર્યે 'પરમાર્હત' શબ્દ કેટલા સુંદર ધ્વન્યાત્મક રૂપકમાં વાપર્યો છે તે જણાઈ આવશે. એને મન કુમારપાલ પરમાર્હત હતોઃ એના કરતાં વધારે સબળતાથી કુમારપાલ વિષે બીજું કાંઈ બોલી શકે નહિઃ એણે આ પરમાર્હત શબ્દ કોઈ બીજા શબ્દના વિરોધરૂપે નહિ, પણ કુમારપાલની ધાર્મિક મનોદશા બતાવવા વાપર્યો છે. આજનું માનસ એ વસ્તુને એ રીતે નહિ સમજી શકે. શ્રુતદેવીના ઉપદેશમાં—કૌટિલ્યઅભાવ—સમભાવ—અભેદભાવ—ષટ્શત્રુદમન—

વસ્તુસ્થિતિનું ખાસ સૂચક છે.

આ આત્મનૈર્મલ્ય માટે સાધન બે : અહિંસા અને સત્ય. ('કુમારપાલચરિત' આઠમો સર્ગ, શ્લોક ૨૮.)

*तं बोल्लिअइ जु सच्चु पर, इमु धम्मक्खरु जाणि;
एहो परमत्था, एहु सिवु, एह सुहरयणहं खाणि।[१]
अम्हे निन्दउ कोवि जणु, अम्हइं वण्णउ कोवि।
अम्हे निन्दहुं कंवि नवि, नम्हइं वण्णहुं कंवि॥[२]

નિંદો ભલે કોઈ, કરો પ્રશંસા,
ન નિંદીએ ને કરીએ ન શંસા.

[३]सच्चइं वयणि जो ब्रुवइ, उवसमु वुझइ पहाणु।
प्रस्सदि सत्तुवि मित्तु जिम्वं, सो गृण्हइ निव्वाणु॥

ઇંદ્રિયસંયમ–અને પછી यति अरिह–परम–मन्तो पढिज्जए, कीरए न जीववहो એમ સ્પષ્ટ વિકારભૂમિકા આપી છે. એટલે પરમાર્હત શબ્દ હેમચંદ્રાચાર્યે કુમારપાલનો ધાર્મિક વિકાસ બતાવવા માટે ખાસ નિયોજ્યો છે, એ પણ આ ઉપરથી અનુમાન થાય છે. એમણે એને જે રીતે સંબોધન કર્યું છે (દ્વ્યાશ્રય સર્ગ ૨૦) તે પણ આ વસ્તુનું સૂચક છે. એટલે કુમારપાલ પરમાર્હત હતો એ સ્પષ્ટ છે; તેમ જ એણે કુલધર્મ તજ્યો હોય એવું હેમચંદ્રાચાર્યનાં કથનમાંથી નીકળતું નથી: એટલે સંપ્રદાયમતમતાંતરગ્રાહ તો કાકદન્ત પરીક્ષાન્યાય જેવો લાગે છે.

*કેવળ સાચું બોલીએ, ધર્માક્ષર એ જાણ;
એ પરમાત્મા, એહ શિવ, એ સુખરત્નની ખાણ.

૧ આઠમો સર્ગ ૩૭

૨ આ સત્ય વિષે 'કુમારપાલ–પ્રબંધ'માં કહ્યું છે તે પ્રમાણે કરુણાસાગરસૂરિએ આંહીં કુમારપાળ નથી એમ રક્ષણ કરવાના મહાપુણ્ય પાસે જૂઠું બોલવાનું અલ્પ પાપ તુલામાં મૂકી જોયું. આ જ વાત હેમચંદ્રાચાર્ય જેવા મહાન વિદ્વાન અહિંસાને પણ લાગુ પાડે છે તે ભૂલવું ન જોઈએ.

૩ જુઓ પ્રાકૃત દ્વ્યાશ્રય, સર્ગ ૮,૪૪

જે સત્ય બોલે, શમનિત્ય પામે,
અને . . . . . . . . જે શત્રુ તથા મિત્રે સમાન માને,
તે મોક્ષને આત્મ વિષે જ પામે.

કુમારપાલ ગાદી ઉપર બેઠો ત્યારે લગભગ ૫૦ વર્ષની પ્રૌઢ વયનો હતો. ત્યાર પછી તેણે લગભગ પંદર વર્ષ રાજ્ય સ્થિર કરવામાં ને વિદેશી દુશ્મનોને હઠાવવામાં કાઢ્યાં લાગે છે. એની ઉત્તરવયમાં એ ચૌલુક્યોના વંશપરંપરાગત લોહીના ગુણ પ્રમાણે વિરક્ત ધર્માનુરાગી બન્યો હોય તે સંભવિત છે. મૂલરાજ સોલંકીએ ઉત્તરાવસ્થામાં સંન્યસ્ત સ્વીકાર્યું હતું. ચામુંડ રાજછત્ર છોડી સંન્યાસી થયો હતો. ભીમદેવને પણ રાજ ઉપર આવવાની ઇચ્છા ન હતી. ક્ષેમરાજ તો નિવૃત્તિજીવનમાં રાચ્યો હતો. સિદ્ધરાજે એના છેલ્લાં વર્ષોમાં શાંત મનોદશા બતાવી હતી. 'वार्धक्ये मुनिवृत्तिनां, योगेनान्ते तनुत्यजाम्'એ કાલિદાસનો રઘુવંશી આદર્શ ચૌલુક્યોને પણ માન્ય હતો. કુમારપાલનાં જીવનનાં છેલ્લાં વર્ષો વીત-રાગની પ્રશંસામાં ને વિરક્ત દશાનો વિકાસ સાધવામાં ગયાં છે. એક દૃષ્ટિએ પહેલાં પંદર વર્ષનો કુમારપાલ એ છેલ્લાં પંદર વર્ષના કુમારપાલથી જુદો છે. પહેલાં પંદર વર્ષનો કુમારપાલ રાજા હતો; છેલ્લાં પંદર વર્ષનો રાજર્ષિ, એક પછી એક મોહ તજતો આવે છે. માંસત્યાગ, મદ્યત્યાગ, જુગારત્યાગ, શિકારત્યાગ, ધનલોભત્યાગ અને છેવટે તો સર્વત્યાગીના જેવી એની સ્થિતિ બની જાય છે. અકબરનાં સર્વ સગાંસંબંધી મરી પરવાર્યા પછીનો 'એકલવાયો બાદ-શાહ' એ કવિ ન્હાનાલાલનું સુંદર પદ્ય સાંભરી આવે છે.

છેલ્લાં વર્ષોનો કુમારપાલ એકાકી છે; નિ:સંગ, વિરક્ત, અને ધર્માર્થી છે; અને છતાં ગુરુ હેમચંદ્રાચાર્યે એની પાસે ગુજરાતના જીવન પર ચિરસ્થાયી અસર કરનારાં સામાજિક કાર્યો કરાવ્યાં છે.

અને એ માટે કુમારપાલનું માનસ તયાર હતું. જ્યારે તે દેશદેશાંતર રખડતો ત્યારે અનેક સાધુસંતોના સમાગમમાં આવ્યાનું તેને માટે સંભવિત હતું. 'કુમારપાલ-પ્રબંધ' પ્રમાણે જ એક વખત એને સાધુઓમાંથી ઓળખી કાઢવામાં આવ્યો હતો. આ સ્થિતિમાં એને યોગ પ્રત્યે ને નિવૃત્તિમાર્ગ પ્રત્યે અભિરુચિ થઈ હોય એ સ્વાભાવિક છે. પણ જેના માથા ઉપર લગભગ હિન્દુસ્તાનના અર્ધા ભાગ જેવડા વિશાળ સામ્રાજ્યનો યોગક્ષેમ વહેવાનો હોય, તે એવો નિવૃત્તિમાર્ગ એકદમ ન લઈ શકે. એટલા માટે નિત્યજીવનમાં વિકાસ સાધતું, અને અનુભવથી જીવનમાં સંયમનું મૂલ્ય સમજાવતું એક પુસ્તક હેમચંદ્રાચાર્યે કુમારપાલ માટે જ રચ્યું—અને તે યોગશાસ્ત્ર.

આ શાસ્ત્રનો અભ્યાસ કરીને કુમારપાલે 'મન, વાણી અને કર્મ'થી આત્મશુદ્ધિ મેળવી. એના મનમાં, હરેક જિજ્ઞાસુને જાગવો જોઈએ તે પ્રશ્ન જાગ્યો : 'જીવનનું સાર્થક્ય શામાં ?'

સિદ્ધરાજને સત્ય ધર્મ કયો એ જિજ્ઞાસા થઈ હતી. અને કયું દર્શન સત્ય પંથ બતાવે એ સંબંધે હેમચંદ્રાચાર્યે કહેલી વાર્તા આગળ આવી ગઈ છે. સંભવિત છે કે લગભગ એ જ રીતે આચાર્યને કુમારપાલે પ્રશ્ન કર્યો હોય: 'જીવનની સિદ્ધિ શામાં છે?' અને પ્રાકૃત 'દ્વયાશ્રય'ને આધારે નોંધીએ

તો હેમચંદ્રાચાર્યે જે 'સરસ્વતીઉપદેશ' [ સર્ગ : આઠમો ] આપ્યો છે—તે જ્ઞાન, દર્શન અને ચારિત્ર—એ રત્નત્રયીનો ઉપદેશ રાજાને આપ્યો હશે. જ્ઞાન એટલે શ્રદ્ધા—અમુક વસ્તુ આ પ્રમાણે હોવી જ જોઈએ એવી આત્મપ્રતીતિ. દર્શન એટલે એ શ્રદ્ધા જે વડે શક્ય બને છે તે વૈયક્તિક ધર્માનુભવ; અને એ બન્નેના બળથી ઘડાતું જીવનબળ તે ચારિત્ર. આ રત્નત્રયી [ રયણુત્તઉ ] વિના, અને સિદ્ધસેન દિવાકરના શબ્દોમાં કહીએ તો, એ રત્નત્રયીને 'મન, વાણી કર્મ'થી અપનાવ્યા વિના કોઇ પણ માણસ પોતાને કોઈ પણ ધર્મનો અનુયાયી કહી શકે નહિ; કોઈ પણ ધર્મના અનુયાયી કહેવરાવવું એ એક વસ્તુ છે; પણ એ ધર્મના અનુયાયી બનવું એ જુદી જ વસ્તુ છે. કુમારપાલ જૈનધર્મનો અનુયાયી—અનેક જૈન ધર્મીઓ કરતાં વધારે વિશાળ અર્થમાં ને વધારે સાચા અર્થમાં બન્યો લાગે છે; એટલે આચાર્યે એને જે ઉપદેશ આપ્યો તેમાં મુખ્ય આ—

लिङ्गु अतन्त्रउं जइ नो कृवा
लहइ कृवालु मिव्बुदि नृवा । ૮-૮૨

સોમપ્રભાચાર્યે ઠીક કહ્યું છે કે,

सत्त्वानुकम्पा न महीभुजां स्यादित्येष क्लृप्तो वितथः प्रवादः।
जिनेन्द्रधर्मं प्रतिपद्य येन श्लाघ्यः स केषां न कुमारपालः ॥

'લોકવાયકા હોય છે કે રાજાઓને પ્રાણી પ્રત્યે દયા હોતી નથી. એ લોકવાયકા દયાધર્મ સ્વીકારીને કુમારપાલે ખોટી પાડી છે.' આ વસ્તુ બરાબર સમજવા માટે એક પ્રસંગની કથા કહેવી આવશ્યક છે.

ભગવાન બુદ્ધને જ્ઞાનપ્રાપ્તિ માટે અમુક દર્શનો થયાં

હતાં—આ જગ્યાએ 'જ્ઞાન' અને 'દર્શન' એ બન્ને શબ્દ તાત્ત્વિક અર્થમાં લેવાના નથી, પણ ચિત્તની અમુક અવસ્થા ઘડાઈ જાય ત્યારે કોઈ પણ વસ્તુનું દર્શન, સંસ્કારને પ્રેરીને જ્ઞાન જન્માવવા સમર્થ બને છે એ અર્થમાં લેવાના છે. *આ આખી ક્રિયા ચારિત્રબળ સર્જાવે છે; કારણકે તે વખતે 'મન, વાણી અને કર્મ' ત્રણે એકરૂપ બને છે. માણસનું ચારિત્રબળ એ નિત્ય વિકાસ પામતું એક જાતનું સામર્થ્ય છે; કે જે સામર્થ્ય મેળવવા તેણે ઘણો પ્રયત્ન કરેલો હોય છે. યોગ વિષે કુમારપાલની શ્રદ્ધા, એનાથી આવતો જીવનમાં સંયમ, એથી ઘડાતી શક્તિઓ, અને એ સઘળાંના પરિણામરૂપે એને થયેલું દર્શન—એવો કુમારપાલના ચારિત્રનો વિકાસક્રમ ગોઠવીએ તો, આપણે હેમચંદ્રાચાર્ય ગુરુ અને કુમારપાલ શિષ્ય, એ બન્નેનો સંબંધ વધારે સારી રીતે સમજી શકીએ. આ પ્રમાણે જ્યારે કુમારપાલને હૃદયનિર્મળતા મળી હશે, ત્યારે એક અકસ્માતે એને જીવન વિષે વધારે વ્યાપક વિચાર કરવા પ્રેર્યો. તે પ્રસંગ આ—

સિદ્ધરાજને અને અનેક આર્યરાજાઓને પગલે રહીને કુમારપાલ પોતે ગુપ્તપણે નગરચર્યા કરતો. એવી નગરચર્યા દરમિયાન એક વખત એણે જોયું કે કેટલાક માણસો પશુ-

* આંહી મેકડુગલના શબ્દો યાદ રાખવા જેવા છે:– 'Character, then, is not the whole personality in its moral aspect, but it is the growing, modifiable, and in the end, the self-regulating part, which in turn, can profoundly modify the influence upon conduct of all the other factors. And it is character, which, we chiefly need to understand, in order that we may truly interpret personality and wisely control it.

ઓને વધસ્થાન પ્રત્યે ખેંચી જતા હતા. કુમારપાલનું હૃદય દયાથી દ્રવી ગયું. એને લાગ્યું કે, 'ઓહો! આ રાજધર્મ કઈ જાતનો કે જેમાં પશુઓને રક્ષણ આપી શકાય એવી કોઈ વ્યવસ્થા જ ન મળે! મને ધિક્કાર છે કે, હું તો કેવળ દુર્વિવેકી શાસન કરનારો છું.* હું માત્ર મારા શરીર માટે કર લઉં છું, ને પ્રજાના રક્ષણ માટે નહિ. આ લોકો આ મૂંગાં પ્રાણીને પેટ માટે હણે છે, એમાં મારો દોષ ખરો કે નહિ?'

રાજા કુમારપાલને તે દિવસે પોતાની સાચી સ્થિતિનું ભાન થયું. વૃદ્ધ અપંગ જનને નિહાળીને જેમ ભગવાન તથાગતને જીવન અને મૃત્યુ વિષે ચિંતન કરવાની પ્રેરણા જાગી હતી, તેમ આ દૃશ્યે કુમારપાલમાં એવી જ પ્રેરણા જાગી. જે બોલી શકતાં નથી, ફરિયાદ કરી શકતાં નથી, કેવળ માનવને આધારે રહે છે, એવાં પશુઓને માંસાહાર માટે મારવાનો મનુષ્યને અધિકાર કેટલો? જીવે તે તમામને જીવવાનો હક્ક, એ પ્રશ્ને એનું હૃદયમંથન શરૂ થયું.

એણે આચાર્યને આ વિષે પૂછ્યું. હેમચંદ્રાચાર્યે કહ્યું: 'सग्गहो केहि करि जीव-दय-स्वर्गस्यार्थे त्वं जीवदयां कुरु' (કુમારપાલ-ચરિત ૮: ૭૦) 'અહિંસા એ એક જ સ્વર્ગપ્રાપ્તિનો—મોક્ષપ્રાપ્તિનો માર્ગ છે.' હેમચંદ્રાચાર્યે રાજાને અહિંસાનો સિદ્ધાંત બતાવ્યો તે એક ઊંચા પ્રકારની મનોભૂમિના સર્જનની તયારી માટે બતાવ્યો. તેમણે એ સિદ્ધાંતને માનવજીવનની એવી

* સર્ગ : ૨૦ ૧૪

न न्यायगन्धोसि न धर्मगन्धोः करीषगन्धस्य पुरीषगन्धिः ।
कृते शरीरस्य करं धिगेष गृह्णामि भूमेर्न तु रक्षणाय ॥

સામાન્ય ભૂમિકા તરીકે દર્શાવ્યો કે યોગશાસ્ત્રમાં શ્રદ્ધાવાળા દયાળુ રાજાને એમાં જીવનનું સુંદર અને સાચું દર્શન લાગ્યું.* હજારો પશુઓનો નિરર્થક થતો વધ પોતે અટકાવી શકે એ વસ્તુ એને અત્યંત આકર્ષક લાગી અને તેણે પોતાના રાજ્યમાં સર્વત્ર અમારિઘોષણા કરાવી: 'જે જન્મે તેને જીવવાનો હક્ક'—એમ કવિ ન્હાનાલાલના શબ્દોમાં કહી શકાય. આવો પ્રેમધર્મ કુમારપાલના જીવનમાં હેમચંદ્રાચાર્યે વણ્યો અને તેના પરિણામે કુમારપાલે અમારિઘોષણા કરી.

કુમારપાલની આ અમારિઘોષણાને જૈનદર્શન સાથે ઘણો

* કુમારપાલનું આ સુંદર અહિંસાદર્શનવાળું માનસ સમજવા માટે નીચે આપેલ એક નોંધ ઘણી ઉપયોગી છે. સત્ય ને અહિંસાને એમાં સૌન્દર્યદૃષ્ટિથી જોવાનો પ્રયત્ન છે. 'I felt like a murderer. For the first time in my life I have killed, not a human being, it is true, but a bird. It was a black bird that lived in my garden for years; he was practically tame.' આ પક્ષીને પોતે અચાનક શી રીતે મારે છે એ વાત કરીને લખે છે: 'At once I felt cold and guilty. I glanced round to see if any one was watching. Then I went and picked him up. His body was still quivering...Perhaps his insticts told him he was in, for half an hour's easy feeding. Instead of that he died. My mind was tortured with the thought that perhaps he was collecting food for his family. As soon as I was in the house I threw the gun down and wept like a child. The thought of that little back garden murder has been on mind ever since. કુમારપાલનું માનસ કોઈ પણ જીવની હિંસાના વિચારમાત્રથી ધ્રૂજવા માંડ્યું, એમાં એની અહિંસાધર્મની ખરી શ્રેષ્ઠતા હતી.

તાત્ત્વિક સંબંધ છે. કુમારપાલની જૈનદર્શન પ્રત્યેની અભિરુચિનો એ સબળ પુરાવો છે; પણ ડૉ. બુલ્હર એ ઉપરથી તારવવા મથે છે તેમ, હેમચંદ્રાચાર્યે જાણે ઘણી ઘણી સંભાળપૂર્વક ને સાવધાનતાથી કુમારપાલને આ સ્થિતિએ લાવવા માટે તૈયારી કરી હોય, અને જાણે કે આ એક કાર્ય—કુમારપાલને પરમાર્હત બનાવવાનું—ની પાછળ એણે ઘણો કુનેહભરેલો પરિશ્રમ લીધો હોય, અને પોતે એ માટે બહુ સાવધાનતાથી રાજાને ધર્મ છોડાવવા પ્રવૃત્ત થયા હોય, એવું એવું માનવાને કાંઇ કારણ નથી. પહેલું તો, કુમારપાલ એવી અવસ્થામાં હતો કે સાધારણ રીતે એનું જીવન નિવૃત્તિમાગ તરફ વળ્યું હતું. બીજું ઉદયન, આમ્રભટ્ટ, વાગ્ભટ વગેરે મંત્રીઓ જે એના પક્ષકાર રહ્યા હતા તે જૈન હતા. ત્રીજું હેમચંદ્રાચાર્યના પોતાના ઉપકાર એના ઉપર ઓછા ન હતા. ચોથું અમારિઘોષણા, એ એના યોગાભ્યાસી સ્વભાવને અનુકૂળ તત્ત્વ હતું. પાંચમું, એ પોતે એટલાં દુઃખ વેઠીને રાજા થયો હતો કે બીજાનું દુઃખ સમજવું એને માટે સહજ હતું. એટલે 'મોહપરાજય' નાટકમાં દર્શાવ્યું છે તેમ, 'કૃપાસુંદરીને કુમારપાલ સાથે હેમચંદ્રાચાર્યે પરણાવી' એ રૂપકનો તત્ત્વાર્થ આ કે, કુમારપાલે ગુજરાતની પ્રજાને, મદિરા, મદ્ય, માંસ, ચોરી અને અસત્ય—એ સઘળાં જ પ્રજાકીય તંદુરસ્તી માટેનાં કલ્યાણકારક પગલાં એક પછી એક લઈને મોહમુક્ત કરી; અને માત્ર કુમારપાલ જ નહિ, પરંતુ એના જેવી શક્તિવાળા કોઈ પણ રાજાએ એ પગલાં લઈને જ પોતાને રાજા માન્યો હોત. કુમારપાલના જીવનનો આ સુંદર ભાગ એને રાજર્ષિ કુમારપાલ બનાવે છે. પોતાના

કુલાચારનો અવિનયી ત્યાગ કર્યા વિના એ 'પરમાર્હત' થઈ શકે છે: અને શું જૈન કે શું શૈવ—ગુજરાતની આજની પ્રજાનાં લક્ષણો ઘડવામાં તેનો અને હેમચંદ્રાચાર્યનો ઘણો મોટો ફાળો છે એ સૌ કોઈએ નિઃશંક રીતે સ્વીકારવું જ જોઈએ.

न नद्यो मद्यवाहिन्यो न च मांसमया नगाः।
न च नारीमयं विश्वं कथं नीलपटः सुखी॥

એવી સ્થિતિમાં ગુજરાત કોઈ દિવસ ન આવ્યું, એનો ઘણો યશ કુમારપાલને છે. પણ કુમારપાલની આ અમારિ-ઘોષણાએ જે પ્રત્યાઘાત ઉપજાવ્યો લાગે છે. તે ધ્યાન ખેંચે તેવો છે. કદાચ 'રાજા જૈનમાર્ગી થઈ ગયો' એવી પ્રાકૃત-જનોની અવિવેકી વાણીનાં મૂળ આ પ્રત્યાઘાતમાં રહ્યાં છે, ને એ લોકકથાઓ ઉપરથી અને ગુરુપરંપરાથી સાંભળનારા જિનમંડનગણિએ લગભગ બસો વર્ષ પછી રચેલા 'કુમારપાલ-પ્રબંધ' જેવાં પુસ્તકોમાં એ પ્રત્યાઘાતી વર્ણનો વધારે અતિ-શયોક્તિથી આપ્યાં હશે—છતાં એ પ્રત્યાઘાતી દેખાવો, એક પક્ષે કુમારપાલની નિશ્ચલ શ્રદ્ધા, જૈનદર્શન પ્રત્યેની અસીમ ભક્તિ: અને બીજે પક્ષે હેમચંદ્રાચાર્યની રાજનીતિ-પટુતા સાથે ધાર્મિક મનોવૃત્તિ પ્રકટ કરે છે. 'કુમારપાલ-કારિતામારિ-પ્રબંધ'માં* કહે છે તેમ રાજાની આ અમારિ-

* જુઓ, મુનિ જિનવિજયજી સંપાદિત 'પુરાતન-પ્રબંધ-સંગ્રહ'; પૃષ્ઠ : ૪૧, ૪૨. વામરાશિ-પ્રબંધ, કુમારપાલ-પ્રબંધમાં આવેલ દેવબોધિ સંન્યાસીનું વૃત્તાંત, એ સઘળાં પણ આ પ્રત્યાઘાત કેવા રૂપનો હતો એનાં દ્યોતક છે.

ઘોષણા સામે—હરેક નવીન કલ્યાણકારી વસ્તુ સામે થાય છે તેમ —પ્રત્યાઘાત થયો લાગે છે, અને તે જમાનાની વિચારસરણી પ્રમાણે કંટેશ્વરી દેવીને પશુવધનો બલિ નહિ દેવાય તો રાજ પર—પ્રજા પર મહાન આફત આવે એવી વાતો લોકોમાં ફેલાવીને કુમારપાલના નિશ્ચયને ફેરવવવાનો પ્રયત્ન થયો લાગે છે. કુલાચારનો આ ક્રમ અલંઘનીય છે. કુમારપાલ એમાંથી રસ્તો શોધવા આચાર્ય પાસે ગયો. હેમચંદ્રાચાર્ય, જેણે પ્રમાણશાસ્ત્ર રચીને પોતાની ન્યાયશક્તિ દર્શાવી હતી, તેમને આ વિચારસરણીનો દોષ પકડવો એ સહેલી વાત હતી. તેમણે તથાગતના નિયમને અનુસરીને રાજાને કહ્યું: 'રાજન્! લોકટોળાંને એકદમ ભય ન પમાડવો. તમે ખુદ મંદિરની દેવી પાસે આખી રાત વધપ્રાણીઓ ધરાવી રાખો.'

ગોઠવણ પ્રમાણે કુમારપાલે 'સૌને પોતપોતાના ધર્મ-હક્ક આપવામાં આવશે' એમ કહીને સૌને શાંત પાડ્યા.

પછી રાતમાં જે પ્રાણીઓ દેવી પાસે વધ માટે આપવાનાં હતાં, તે સઘળાંને દેવીના મંદિરમાં લઈ પૂરવામાં આવ્યાં, ને ત્યાં બરાબર બંદોબસ્ત રાખવામાં આવ્યો. સવારે જ્યારે લોકોની નજર સમક્ષ દરવાજા ઉઘાડવામાં આવ્યા, ત્યારે બધાં પ્રાણી સાજાંતાજાં ચરી રહ્યાં હતાં. રાજાએ ગંભીર વાણીથી કહ્યું: 'જો દેવીને આ પ્રાણીઓનું માંસ વહાલું હોત, તો એવી મહાન શક્તિ એ લીધા વિના રહેત નહિ. માણસને માંસ ગમે છે, માટે દેવ-દેવીને ગમે છે એ વાત મિથ્યા છે. દેવીઓએ આ સ્વીકાર્યું નથી; આખી રાત દેવીના સાંનિધ્યમાં મેં વધપશુઓને રાખ્યાં, પણ તેણે એમાંના એકનો પણ સ્વીકાર કર્યો નથી; માટે

મારી જે ઘોષણા છે, તે નિશ્ચલ છે. દેવીને બહુમૂલ્યવાન અન્નનૈવેદ્ય ધરાવો.'

આ પ્રમાણે કુમારપાલે લોકસંસ્કૃતિ માટે જે નિયમોની પ્રવૃત્તિ ચલાવી તેથી ઘણો ઊહાપોહ થયો હશે એ સંભવિત છે. 'યૂકાવિહાર'વગેરે અતિશયોક્તિભરેલાં લખાણો ઉપરથી સાર એ લેવાનો છે કે પ્રજાકીય ગુણોનું એકદમ પરિવર્તન શક્ય બન્યું લાગતું નથી: અને એને માટે એણે સાહિત્ય, નાટક, ધર્મોપદેશ, મંદિરો, યાત્રા વગેરે અનેક પ્રકારની પ્રવૃત્તિઓ દ્વારા આ નવા વિચારને દૃઢીભૂત કરવા પ્રયત્ન કર્યો જણાય છે. પરંતુ કુમારપાલ પોતે આ સઘળી વસ્તુઓના પ્રચારમાં લેશ પણ અંધધાર્મિકતા બતાવતો હોય, કે પોતાના કુલપરંપરાગત ધર્મને, વિદ્યુત્-વેગે તજીને, રાજપુરુષોને કે આપ્તજનોને એકદમ ક્ષોભ આપવા જેટલો અવિવેકી નૃપાલ બન્યો હોય, એવું માનવાને કારણ નથી. એની ધર્મનીતિ એ એની રાજનીતિ સાથે વણાઈ ગયેલી વસ્તુ બની રહી હતી. એક બીજા ઉદાહરણથી એ વસ્તુ વધારે સ્પષ્ટ થશે.

એક વખત એવું બન્યું કે, મધ્યરાત્રે જ્યારે આખું પાટણ નગર શાંત બની ગયું હતું, જ્યારે સરસ્વતી નદીનો પ્રવાહ પણ થંભી ગયો હતો, દ્વારપાળો પણ અર્ધનિદ્રામાં પડી ગયા હતા, ત્યારે આકાશને વીંધીને આવતો, હૃદયવિદારી નાખે તેવો, કરુણ સ્વર રાજા કુમારપાલના કાને આવ્યો. લોકની કિંવદતીમાં એણે સાંભળ્યું હતું કે સિદ્ધરાજ, એકલો, અરધી રાત્રે શ્મશાનમાં જઇને જોગણીનાં હર્ષરુદનનો

ભેદ જાણી આવ્યો હતો; લોકોની કલ્પનાએ સિદ્ધરાજ જયસિંહને મહાપરાક્રમશીલ કલ્પી, જોગણી સાથે યુદ્ધ કરતો પણ કહ્યો હતો. કુમારપાલને વિચાર આવ્યો કે આટલી રાતે આવું કરુણરુદન કરનાર દુ:ખી આ નગરમાં કોણ હશે? અને તો હું રાજા પણ શાનો કે મારા નગરમાં માણસો રુદન કરે?

જાણે કોઈ શોકથી આકુલવ્યાકુલ થઈ ને આ પૃથ્વીને તજીને જવાની ઇચ્છા કરતું હોય, જાણે પોતાનાં આપ્તજનોને ને દેશને તજીને જવાનાં વેળા આવી હોય તેથી કોઇ શોક-ભારે હૃદય છિન્નભિન્ન કરતું હોય, જાણે અન્નના ત્રાસથી કોઈ આર્તસ્વરે રડતું હોય—એવી એવી અનેક પ્રકારની, દયા ઉપજાવે તેવી વારંવાર રડતી સ્ત્રીઓની રુદનાવલિ સાંભળીને, અંગરક્ષકોને ઊંઘતા જ રહેવા દઇ, રાજા કુમારપાલ એકલો જ પોતાના પ્રાસાદમાંથી નીચે ઊતર્યો.

તેણે હલકા મૂલનું વસ્ત્ર ધારણ કર્યું, ને રાત્રિના જેવા અંધારપછેડામાં શરીરને લપેટી દીધું. કોઇ પણ શસ્ત્રધારીને કે અંગરક્ષકને કે દ્વારપાળને કોઇને પણ ખબર ન પડે તેમ રાજા એકલો રુદનની સ્વરદિશા સાંધીને ચાલી નીકળ્યો.

કોઈને ખબર પણ ન પડે કે આ જ માણસ લાખોની સેનાને રણક્ષેત્રમાં દોરી શકે છે, અને આ જ માણસ નિર્મળ ન્યાય ચાહે છે. એટલી બધી કંગાલ અવસ્થામાં રાજા ચાલ્યો જતો હતો. એને ઓળખવો એ નિત્ય પાસે રહેનારા અંગરક્ષકોની આંખને પણ ભારે પડે તેવું હતું.

એના મનમાં ગડભાંગ ચાલી રહી છે કે લોકોની

દીનતા, પામરતા, અધમતા—એ સઘળું **राजा कालस्य कारणम्** એ પ્રમાણે મારે લીધે ખરું કે નહિ? એનું અંતઃકરણ અત્યારે એવી ઉચ્ચ મનોભૂમિકામાં વિહરી રહ્યું હતું કે પ્રજાજનના કોઈને દુઃખી દેખીને એ દ્રવી જતો: કોઈને હણાતો જોઈને એ પોતે હણાતો હોય તેટલી વેદના ભોગવતો: કોઈને ક્ષુધાથી પીડાયેલો જોઈને, રાજભવનમાં બેસી સોનાની થાળીમાં આવતું એનું અન્ન માટીનું બની જતું. એનાથી કોઈનું લેશ પણ દુઃખ સહન થઈ શકતું નહિ. જેમ ભક્તિપ્રધાન મીરાં વિષે કહેવાય છે કે એ પોતાની ભક્તિમાં એટલી લીન થઈ ગઈ હતી કે એને સઘળે કૃષ્ણ—કૃષ્ણ—કૃષ્ણ દેખાતું, તેમ જ આ રાજા વિષે કહી શકાય કે એને સઘળે દયા--દયા--દયા--પ્રેમ--પ્રેમ દેખાતું. એવી રીતે એ સ્વર બાંધીને ચાલ્યો જતો હતો, ત્યાં શબ્દને પાસે ને પાસે આવતો સાંભળીને એ વધારે સાવચેત થઈ ગયો. જુએ છે તો એક વૃક્ષ નીચે, જેના હાથમાં સોનાની વલયો શોભી રહી છે તેવી, અને છતાં કોઈ કંગાલ દીન હોય તેમ જેમ-તેમ બેઠેલી એક સ્ત્રી તેણે જોઈ.

રાજાએ તેની પાસે જઈ અતિ નમ્રભાવે કહ્યું: 'હે પ્રેમપૂર્ણે! કોણે તારું અપમાન કરીને તને આમ રખડતી કરી મૂકી છે? અત્યારે આવી રીતે બેસવું એ કાંઈ યોગ્ય છે?

'પુત્રી! તને કોઈ શઠ પુરુષે છળી તો નથી નાં? કોઈ ઠગ અને દાંભિક પુરુષે તને વિદેશમાંથી લાવી આંહીં તજી દીધી છે કે શું? કોઈ દુર્બુદ્ધિ કેવળ વિલાસની દૃષ્ટિથી તને ભ્રષ્ટ કરવા તો આંહીં નથી લાવ્યો કે?'

જેની વાણી જીવનમાં નિત્ય સેવેલા દયાભાવને લીધે

અત્યંત મૃદુ, મધુર ને સામામાં વિશ્વાસ પ્રેરે તેવી થઈ ગઈ છે, એવી આ રાજાની વાણી સાંભળીને જાણે પોતાની સમક્ષ કોઈ તથાગત આવીને ઊભા હોય એટલું આશ્વાસન પામીને પેલી નારી તેના ચરણયુગલ પાસે નમી પડીને બોલી: 'હતું ત્યારે બધું જ હતું, અને એટલા વિપુલ પ્રમાણમાં હતું કે કોઇ ઠગ, કોઈ શઠ, કે કોઇ દુર્જન મારી સામે ઊંચી આંખ કરે તે પહેલાં તો તે મૂઢ સેવકોના દળથી વીંટાઇને પોતાના કામનો પશ્ચાતાપ કરતો હોય! હતું ત્યારે સઘળું હતું—આજે કાંઈ—કાંઇ જ નથી!'

રાજા કરુણાર્દ્ર ચિત્તે તેની પાસે સર્યો. તેણે વધારે મૃદુતાથી કહ્યું: 'દીકરી! તારી વાત અથેતિ સંભળાવી જા!'

'એવું છે કે જેણે સમુદ્રને પોતાના ફળીનું ચોમાસાનું ખાબોચિયું હોય તેમ રમાડયો હતો, જેણે લંકાનાં મોતી લાવીને મારાં કર્ણફૂલ બનાવ્યાં હતાં, જેણે દેશદેશાંતર ખેડવા એ પોતાનો ધર્મ ગણ્યો હતો, તેવો મહાસાહસિક મારો પતિ હતો. પરંતુ જ્યાં રાજા લોભી હોય, ત્યાં શ્રેષ્ઠી જે કામે તે રાજા માટે જ કામે છે, એવું વિચારી, તેણે પોતાની જન્મભૂમિ તજી આ નગરમાં આવીને વાસ કર્યો અને જિતેન્દ્રિય રાજાના રાજમાં રહીને તે પોતાનો વૈભવ વધારવા લાગ્યો.

'ગુજરાતીઓ વેપાર ખેડે, સાહસ કરે, સમુદ્રને પાર કરે, વર્ષો વિરહમાં ગાળે, ને આવીને સ્ત્રીને મહારાણીની પેઠે સુવર્ણ, હીરા, માણેક, મોતીથી શણગારે, ને સહસ્રલિંગ સરોવરમાં જલનૌકામાં ચાંદની રાતે ઇન્દ્રને પણ ભિખારી ગણે—ગુજરાતીઓની આ વૈભવશાળી પ્રકૃતિ મારા પતિમાં પણ

હતી. તેણે મને કોઈ રાજરાણીની જેમ લાડ લડાવ્યાં: રાણીને ન મળે એવા વિલાસ કરાવ્યા: અને પરદારાસંસર્ગથી દૂર રહેતા આ નગરજનોમાં પણ પોતાની પ્રતિષ્ઠા જમાવી. એણે દાન કર્યું—રાજાઓને પણ પોતાની લઘુતાનું ભાન કરાવે એટલી ઉદારતાથી; એણે વૈભવ જમાવ્યો—ઇંદ્રનું અભિમાન ટળી જાય એવી વિપુલતાથી; એણે સમુદ્ર ખેડ્યો—કુશળ નાવિકો પણ મોં ફાડી વકાસી રહે એટલી કુનેહથી. એ મારો પતિ હતો. હું સુખી હતી. દેવયુગલને ઈર્ષા ઉપજાવે તેવો અમારે એક પુત્ર હતો.

'એને ક્યારે મોટો કરું', ક્યારે એ મોટા લોકમાં ફરે, ક્યારે એની કીર્તિથી નગરજનો મુગ્ધ બને, એવી એવી અનેક કલ્પનાઓ કરતી હું, એને મોટો કરી રહી. એ મોટો થયો, વિદ્વાન થયો, પરણ્યો, અને પોતાને અનુરૂપ એવી યૌવનવાળી કુલવધૂ પામ્યો.

'જ્યારે આ પ્રમાણે વિદ્વાન પુત્ર, રૂપગુણયૌવનપૂર્ણ કુલવધૂ, સાહસિક પતિ, વૈભવશાળી ભવનો, અનુરક્ત સેવકો, પ્રીતિવાળા નગરજનો અને નગરનો જિતેન્દ્રિય રાજા—આવી સઘળી રીતે અદ્વિતીય એવી પરિસ્થિતિમાં હું મહાલતી હતી, ત્યારે મારા પુત્ર જિતહતને વીસ વર્ષનો મૂકીને એકાએક એના પિતાએ સ્વર્ગપ્રયાણ કર્યું અને હું અનાથ બની ગઈ. વિદ્વાનો પણ શોકને તરી શકતા નથી, એ વચનને સત્ય કરતો જિતહૈત પણ તેની પાછળ, ભારે આઘાત પામીને ચાલી નીકળ્યો. અનેક જનો જેનાં હતાં ને છે—ને છતાં જાણે કોઇ નથી, એવા સંસારમાં હું શૂન્ય અને એકલી

બની ગઈ. પતિને અને પુત્રને—બન્નેને ગુમાવ્યા પછી હું કયા પ્રેમ વડે હવે શરીર ધારણ કરું? મને શરીરનો લેશ પણ મોહ નથી; ઊલટી એવી ઈચ્છા છે કે અપુત્રોનું ધન રાજા લઇ જાય છે, એ છો લઇ જતો. શોકના આંસુથી ખરડાયેલું એ ધન મારે ઉપયોગનું પણ નથી: હવે તું જે હો તે તારે રસ્તે જા, મને મારે રસ્તે જવા દે. *'

આટલું બોલી વૃક્ષની ડાળે ફાંસો બાંધ્યો હતો ત્યાં ફાંસો ખાવા તે ચાલી. કુમારપાળે ઝડપથી ફાંસો તોડી નાખ્યો. તેનું અંતઃકરણ અત્યંત ખિન્ન થઈ ગયું. 'આ વિધવા નારીના જીવનનો કાંઇક આધાર અર્થ ઉપર છે—એનાં આંસુથી ખરડાયેલા દ્રમ્મ લેનાર મને ધિક્કાર છે—' તે અંતરમાં જ બોલી ઊઠ્યો અને અને તેણે પેલી બાઇને કહ્યું: ' બાઇ! તારો શોક દૂર કર. જીવન સાથે મૃત્યુ જોડાયેલું જ છે. તારા જીવનના નિર્વાહ રૂપ: તારું ધન રાજા નહિ લે!'

પેલી સ્ત્રીએ શૂન્ય રીતે હસીને કહ્યું: 'અરે ભાઇ! તું તે પાટણમાં રહે છે કે ક્યાં રહે છે? નિર્વંશનું ધન રાજદરબારે જાય છે એવો રાજનિયમ છે. એ ટાળવાવાળો તું કોણ? તને એટલી પણ ખબર નથી કે આવું રુધિરના આંસુથી ખરડાયેલું વિત્ત તો રાજભંડારમાં જ શોભે! મારે હવે ધનને કરવું છે પણ શું?'

પોતે જ્યારે રખડપટીમાં હતો ત્યારે કાશીનગરમાં જે શેઠે એનો આગલે દિવસે સત્કાર કર્યો હતો તે જ શેઠનું બીજે દિવસે અકસ્માત્ મરણ થતાં તે નિર્વંશ હોવાથી તેની

---

*દ્વયાશ્રય ૨૦ : ૭૭–૮૮

સમૃદ્ધિ રાજપુરુષોએ કબજે કરી હતી—એ કરુણ દૃશ્ય કુમારપાલની સ્મૃતિમાં અત્યારે તરી આવ્યું. * તેણે અત્યંત મૃદુ વચનથી પેલી સ્ત્રીને કહ્યું: 'દીકરી! તારી પાસે શી સમૃદ્ધિ છે તે તને કોઈ રાજપુરુષ નહિ પૂછે; અથવા તો કોઈ રાજપુરુષ તારું ધન નહિ લે. તું મારી પુત્રી છે, એમ સમજીને હું—કુમારપાલ—તને આ કહું છું. તને કોઇ અધિકારી આ સંબંધે કાંઇ પણ હરકત નહિ કરે. તારી પાસે શી સમૃદ્ધિ છે એમ કોઇ પૂછશે પણ નહિ.'

જેણે અમારિપટહની ઘોષણા કરીને મૂંગા ને નિર્દોષ પ્રાણીઓનો નિરર્થક વધ અટકાવ્યો હતો, તે મહાદયાળુ કુમારપાલને પોતાની સામે ઊભેલ જોઇને પેલી સ્ત્રીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે લજ્જાથી નમીને રાજાને પ્રણામ કર્યા.

રાત્રિના અંધકાર જેવી એ છાની વાત માત્ર રાત્રિના અંધકારમાં જ ન રહી. પણ થોડા દિવસ પછી જ્યારે એ જ વાત ગુરુ હેમચંદ્રાચાર્ય પાસે આવી, ત્યારે તેણે રાજાને કહ્યું:

तिरोधीयत दर्भाद्यैर्यथा दिव्यं तदौषधम् ।
तथाऽमुष्मिन् युगे सत्यो धर्मो धर्मान्तरैर्नृप ॥
परं समग्रधर्माणां सेवनात् कस्यचित् क्वचित् ।
जायते शुद्धधर्माप्तिर्दर्भच्छन्नौषधाप्तिवत् ॥×

અને સમગ્ર ધર્મદર્શનનાં મૂળતત્ત્વોનો સમન્વય

* 'કુમારપાલપ્રબંધ.'

× આગળ હેમચંદ્રાચાર્યે સિદ્ધરાજને સર્વધર્મદર્શનની વાત કહી તેની સાથે જ આનો મેળ છે. એનો ભાવાર્થ આ પ્રમાણે છે:—જેમ દર્ભાદિ સાથે મળવાથી દિવ્યૌષધિ છાની રહે છે; તેમ અનેક ધર્મોમાં

સાધવામાં આવે તો સત્ય અને અહિંસા—એ બે જીવન-આધારનાં મુખ્ય તત્ત્વો જ મળી આવે છે.

આ પ્રમાણે નિર્વંશ જનારનું ધન* રાજભાગ તરીકે ન જ લેવાની એની આજ્ઞા એણે જાતે દરેક મંત્રીને બોલાવીને સંભળાવી દીધી. સંભવિત છે કે એથી રાજને થનારી હાનિનો ખ્યાલ પણ કોઈ મંત્રીએ આપ્યો હશે. કુમારપાળે તેનો જવાબ વાળ્યો કે, 'મારી આવકમાં બે લાખ ઓછા થાય કે બે કોટિ ઓછા થાય, પણ પુત્ર વિના મરી જનાર કોઈનું ધન હું લેવાનો નથી, એ મારો નિશ્ચય હું તમને જણાવી દઉં છું!'

ભેળસેળ થઈ ગયેલો સત્યધર્મ પણ ગુપ્ત રહ્યો છે. અનેક ઔષધિઓનું સેવન કરતાં જેમ સાચી ઔષધિ મળી રહે, તેમ અનેક ધર્મોના પરિચયથી સત્યધર્મની માત્રા પણ મળી રહે. માટે ખરી જિજ્ઞાસા જાગી હોય ને તે પ્રમાણે પ્રયત્ન કરે તો જિજ્ઞાસાના અંશ પ્રમાણે-દર્ભ-માંથી ઔષધિ મળી તેમ-ધર્મોમાંથી ધર્મ મળે.

* આ પ્રથાનો ઉલ્લેખ કાલિદાસના શાકુંતલમાં મળે છે, તેમજ ડૉ. બુલ્હર કહે છે તેમ આ પ્રથાનો સૌથી ઘણો ભાર ગુજરાતમાં તો વ્યાપારપ્રધાન વૈશ્ય કોમ ઉપર જ પડતો હોઈ, 'દ્વયાશ્રય'માં હેમચંદ્રાચાર્યે પોતે લખ્યું છે તે પ્રમાણે લાખોનું નુકસાન સહન કરીને પણ આ રીતનો નાશ કરવા તરફ રાજાનો નિશ્ચય વળેલ છે. તેણે દરેક દરેક મંત્રીને બોલાવીને પોતે જાતે આ પ્રથાના નાશની સૂચના આપી દીધી લાગે છે. સોમેશ્વરે 'કીર્તિકૌમુદીમાં' કરેલી કુમારપાળની પ્રશસ્તિ ૨ : ૪૩, ૪૪. તેમજ (દ્વયાશ્રય ૨૦, ૮૫) યોગ્ય છે.

द्वन्द्वं हीनाः सन्तु लक्षामदायेद्वाभ्यां द्वाभ्यां कोटयो वाथनिम्ना।
प्राह्य वित्तं न त्वसूनोः परासोरेतद्द्वन्द्वं निर्दिशामो भवद्भ्यः॥

અને આ પશુપ્રથા જેવી પ્રથાનો કુમારપાલે ત્યાગ કર્યો એ એની સુકુમારવૃત્તિનું સુંદરમાં સુંદર ઉદાહરણ ગણી શકાય. મહાપ્રતાપી કુમારપાલનું મૃદુ વચન તે રાત્રે પેલી અનાથ સ્ત્રીના હૃદયનું સાંત્વન કરનારું હતું. પણ એની આજ્ઞા તેજસ્વી ને આજ્ઞાભંગ સહન ન કરનારી હતી. એટલે કોઈ પણ અમાત્યે રાજાની આજ્ઞાનો વિરોધ ન કર્યો ને હેમ-ચંદ્રાચાર્યે—

न यन्मुक्तं पूर्वै रघुनहुषनाभागभरत-
प्रभृत्युर्वीनाथैः कृतयुगकृतोत्पत्तिभिरपि ।
विमुंचन् संतोषात्तदपि रुदती वित्तमधुना
कुमारक्ष्मापाल त्वमसि महतां मस्तकमणिः ॥

—એમ રાજાની યથાર્થ પ્રશંસા કરી.*

પરંતુ નૃપાળ કુમારપાલ કરતાં પણ મનુષ્ય કુમારપાલ વધારે મહાન હતો. કેટલાક મનુષ્યોના જીવનમાં તમે વિકાસની સ્પષ્ટ સરણી જોઈ શકો છો. એમીલ લુડ્વીગના શબ્દોમાં કહીએ તો, 'The world is a foreign country: heaven is our true home,' એવી મનોદશા સેવતો કુમારપાલ હેમચંદ્રાચાર્યના સદુપદેશ અને સત્સંગને લીધે, પોતાની ચૌલુક્યલોહીમાં રહેલી વાનપ્રસ્થની ભાવ-નાને લીધે, અને પોતાના સ્વભાવમાં રહેલી સદ્‌વૃત્તિને લીધે એક એવી સ્થિતિમાં આવ્યો હતો કે દુનિયામાં સૌને માટે પ્રેમનું અને અહિંસાનું સામ્રાજ્ય સ્થાપવાની એને વધારે ને વધારે જરૂરિયાત લાગી. એ એના જીવનવિકાસનું કુદરતી

* પ્રભાવક-ચરિતમ્

ફળ હતું. આ પ્રમાણે અમારિઘોષણા અને અપુત્રિયાધનના ત્યાગથી હજી એના આત્માને પૂરો સંતોષ ન થયો.

એને એક બીજી વસ્તુ હજી સાલી રહી.

ધર્મ એ જો માનવમાત્રનો સૌથી વધારેમાં વધારે સ્વતંત્ર અને વ્યક્તિગત પ્રશ્ન હોય તો આમ શા માટે કે એક ધર્મ કરતાં બીજો ધર્મ ચડે? વળી એમ પણ શા માટે કે મનુષ્ય પોતાની ધાર્મિક સ્વતંત્રતા માટે રાજધર્મ ઉપર અવલંબન રાખે? ધર્મ એ મનુષ્યનું સૌથી મોટામાં મોટું અને એવું મહાન સામર્થ્ય હોવું જોઇએ કે એની છાયામાં ઊભો રહેતો માણસ પોતાને મોટામાં મોટા ચમરબંધીના કરતાં પણ મહાન માને. ગઈ તેટલી ભૌતિક મહત્તા ધાર્મિક શ્રદ્ધા પાસે અકિંચન બની રહેવી જોઈએ. એ દૃષ્ટિએ એને લાગ્યું કે જૈનધર્મ--થોડાનો ધર્મ છે માટે ને રાજધર્મ નથી માટે—જે ગેરલાભો ભોગવે છે તે અન્યાયી છે. એ રાજધર્મ ન બને તો પણ હજારો માણસો એ ધર્મમાંથી આશ્વાસન મેળવે છે, માટે એ પોતાના સ્વતંત્ર વાતાવરણમાં વિકાસ પામવો જોઈએ. અને એટલા માટે ધાર્મિક ઈર્ષાઓથી પર રહીને રાજાએ સઘળા ધર્મનો સરખો સત્કાર કરવો જોઇએ.

રાજાએ ત્રીજું પગલું લીધું.

એનું અંતઃકરણ એટલું મૃદુ બની ગયું હતું કે એ બને તો પકવ ફળને પણ 'તું પડી જા' એમ ન કહી શકે. એ પોતે અત્યંત—અત્યંત—વિનમ્ર અવસ્થામાં રહીને દર પ્રભાતે થોડો સમય ધ્યાનમગ્ન રહીને એવું કાંઈક કરવા માગતો હતો કે, જેમાંથી એનો વિશ્વપ્રેમ વધારે ને વધારે દૃઢ બને. એ બને તો જીવજંતુ, પ્રાણી કે વનસ્પતિને પણ

કટુવાક્યથી દૂભવવા ઈચ્છતો ન હતો. કુમારપાલના જીવન-વિકાસનું આ સમયનું ચિત્ર આપણી પાસે નથી. પણ જો હોય તો તે આવું કાંઇક હોઇ શકે કે, જેમાં રાજા એટલી તો વિનમ્રતાથી વિશ્વના પદાર્થમાત્રને જોઈ રહ્યો હોય કે પોતાની નજર પણ જરાક વધારેપડતો રાગદ્વેષ બતાવી કોઇ પદાર્થના અંતઃકરણને લેશ પણ ક્લેશ ન આપે, એ જ જાણે કે, એની શાશ્વત પ્રાર્થના હોય !

'હું કોઇને ન દૂભવું : કોઈનું અંતર મારા પ્રત્યે ઈર્ષાળુ ન હો : કોઇને મારા તરફથી લેશ પણ ક્લેશ ન હો : મારી વાણી જેટલી સત્ય હો એના કરતાં વધારે નિર્મળ હો: નિર્મળ હો એના કરતાં વધુ પ્રેમભરપૂર હો—અને એનું સત્ય એના પ્રેમ વડે વધારે સુંદર બનો—' કુમારપાલની જાણે કે આ નિત્યની ધ્યાનમુદ્રા હતી. દિન-પ્રતિદિન પોતાના જીવનવિકાસની દૃષ્ટિએ તે એવી રીતે વર્તન કરી રહ્યો હતો. કે જાણે—રાજા, માનવ ને સાધુ એ ત્રણે વસ્તુસ્થિતિ પોતાનામાં વિકસાવીને તે 'ધ્યાતા, ધ્યેય અને ધ્યાન' એ ત્રણના અભેદ જેવો એક પ્રકારનો અભેદ ઉત્પન્ન કરી રહ્યો હતો, એના રાજધર્મ, એના માનવધર્મ, અને એના સાધુધર્મ—એ ત્રણે ધર્મની વચ્ચે એકસંગતા જન્મી ચૂકી હતી. અન્યાયી કર તજતાં પોતે કાંઈ તજે છે એમ તેને લાગ્યું ન હતું : પોતે કાંઈ તજવા જેવું જ તજે છે એ જ ભાવના દૃઢ રહી હતી. આ પ્રમાણે પોતાનાં ત્રણે કર્તવ્યોની એકતા સાધી ત્યારે કુમારપાલને લાગ્યું કે પોતાને ખરી રીતે પરમમાહેશ્વર થવા માટે પરમાર્હતપદ તજવાની જરૂર નથી : અને પરમાર્હત બનવા માટે પરમમાહેશ્વર

મટી જવાની જરૂર નથી. એણે હેમચંદ્રાચાર્યની ભાવનાથી પ્રેરિત થઈને કુમારપાલવિહારનું ભવ્ય ચૈત્ય બંધાવ્યું: અને ધર્મ એ માનવની આંતરિક નિર્મળતાનો પડઘો માત્ર છે, એમ બતાવવા કુમારપાલેશ્વરનું મંદિર પણ બંધાવ્યું.

આ પ્રમાણે પરમમાહેશ્વર પરમાર્હત કુમારપાલ— ગુજરાતના બે વિભિન્ન ધર્મીઓને જાણે પોતાના ઉદાહરણથી કહેતો હોય કે, જ્યાં સુધી તમે કોઈ પણ એક ધર્મને અનુસરવા માટે બીજા ધર્મને લઘુ બનાવો છો, ત્યાં સુધી તમે કોઈ પણ ધર્મમાં નથી. જે જૈનમતાવલંબી શંકરને લઘુ બનાવે, કે જે શાંકરપંથી વીતરાગને નાનું સ્વરૂપ આપે- એ બન્ને જણા પોતાને વધારે ને વધારે કૂપમંડૂક બનાવે છે–એમનો ધર્મ એમના પતન માટે સારામાં સારું સાધન બની શકે તેમ છે, એટલું જ એમાંથી ફલિત થાય છે.

અને એક એવો પ્રસંગ બન્યો કે જ્યારે હેમચંદ્રાચાર્યની ને કુમારપાલની મહત્તા વધારે શોભી: કેટલાકના માનવા પ્રમાણે આ પ્રસંગ બન્યો ન હતો ને એમાં આપેલા શ્લોક સિદ્ધરાજની સોમનાથની યાત્રા પ્રસંગે બોલાયેલા છે. ડો. બુલ્હર એમ અનુમાન કરે છે કે આ શ્લોકો આધારભૂત ગણાય કે નહિ તે શંકાસ્પદ છે. પણ સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાલ બન્નેના વખતમાં હેમચંદ્રાચાર્ય સોમનાથ ન ગયા હોય એવું માનવાને કારણ નથી. તેમણે 'દ્વયાશ્રય'માં (૨૦ : ૯૪–૯૬) કુમારપાલની એ મંદિરના ઉદ્ધારની ઈચ્છા દર્શાવી છે. એ જોતાં સંભવિત છે કે કુમારપાલની સાથે ગયેલા હેમચંદ્રાચાર્યે શંકરને આ રીતે નમન

કરીને પોતાની વિશાળ ધર્મભાવના દર્શાવી હોય. સમકાલીન 'કુમારપાલ-પ્રતિબોધ' શત્રુંજય, ગિરનાર વગેરેની જાત્રાનો ઉલ્લેખ કરે છે. એટલે આ વસ્તુસ્થિતિ એટલી બધી અશક્ય લાગતી નથી કે તે ન માની શકાય. સંભવિત એ છે કે બન્ને પ્રસંગે હેમચંદ્રાચાર્ય એમના આ પ્રિય શ્લોકો જ બોલ્યા હોય. 'વીતરાગસ્તોત્ર'માં એમણે દર્શાવેલી ભાવના સાથે એ વધારે અનુકૂળ ને બંધબેસતી વાત છે. ત્યાં કહ્યું છે તેમ—

**महारागो महाद्वेषो महामोहस्तथैव च ।**
**कषायश्च हतो येन महादेवः स उच्यते ॥**

'પ્રબંધચિંતામણિ' પ્રમાણે હેમચંદ્રાચાર્ય સાથે કુમારપાલે સોમનાથના મંદિરનો પુનરુદ્ધાર કર્યો ત્યારે આ શ્લોકો બોલાયા–'પ્રભાવકચરિત'* પ્રમાણે સિદ્ધરાજ જયસિંહ સાથેની

* 'પ્રભાવક-ચરિત' હેમચંદ્રસૂરિપ્રબંધ, ૩૪૭—

यत्र यत्र समये यथा तथा योऽसि सोऽस्यभिधया यया तया ।
वीतदोषकलुषः स चेद्भवानेक एव भगवन्नमोऽस्तु ते ॥
भवबीजाङ्कुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥

ભાવાર્થ:—ગમે તે સમયે ને ગમે તે રીતે અને ગમે તેવા નામ વડે જે વીતરાગ એક જ છે, તે તું હો તો હે ભગવન્ ! તને મારા નમસ્કાર. ભવમાં ભટકાવનારાં જે રાગદ્વેષ તે જેનાં ક્ષીણ થઈ ગયાં છે તે પછી બ્રહ્મા હો, વિષ્ણુ હો, મહાદેવ હો, કે જિન હો —પણ—[ તે ગમે તે નામે ગમે તે હો— ] તે જે હો તેને મારા નમસ્કાર.

યાત્રામાં આ શ્લોક બોલાયેલો છે. હેમચંદ્રાચાર્ય પોતે ‘દ્વયાશ્રય’માં (૨૦ : ૯૦–૯૭) જે હકીકત આપે છે તે ઉપરથી કુમારપાલે સોમેશ્વરનો ઉદ્ધાર કર્યો લાગે છે. વળી ‘કુમારપાલ–પ્રતિબોધ’ પ્રમાણે રાજા દર સોમવારે શિવમંદિરે જતો, ને ચોમાસામાં જૈન કે શિવમંદિર સિવાય ક્યાંય ન જતો. ભારતવર્ષના કોઈ પણ આર્યનૃપતિની માફક ધર્મને વ્યક્તિ-સ્વાતંત્ર્યનો મહાન પ્રશ્ન ગણી—કોઈ પણ ધર્મ—પછી એ પાળનારની સંખ્યા ગમે તેટલી મોટી કે નાની હો, પરંતુ કોઈ પણ ધર્મ—જે સામાન્ય આચારવિચારનો ધ્વંસ ન કરતો હોય તેને પૂજ્ય ગણવાની પોતાની પ્રથા તેણે ચાલુ રાખી હતી. અને તે પ્રમાણે સોમેશ્વરનો ઉદ્ધાર કરવાની તેણે આજ્ઞા કરી. આ સંબંધમાં સિદ્ધરાજ જયસિંહે ખંભાતના તદ્દન નાની સંખ્યાના માણસોને, ધાર્મિક ન્યાય આપ્યાનો જે ઉલ્લેખ છે તે ધ્યાનમાં લેવા જોગ છે.

એટલે કુમારપાલે જૈનધર્મ પ્રત્યેની અભિરુચિથી પ્રેરાઈને જેટલું કર્યું, તેટલું જ સંભવિત છે કે એક નૃપતિ તરીકે, પોતાની નાની ધાર્મિક કોમને પણ દુઃખ ન આપવાની વૃત્તિથી પ્રેરાઈને, ધાર્મિક સ્વતંત્રતા નિમિત્તે પણ, જૈનનાં ચૈત્યો, યાત્રાઓ, રથોત્સવો, ધ્વજારોપણ વગેરેને ઉત્તેજન આપ્યું હોય. એ ઉત્તેજન આપવામાં જેમ એની અંધશ્રદ્ધા કારણરૂપ ન હતી, તેમ જ કેવળ હોશિયારીભરેલી કુનેહ પણ કારણરૂપ ન હતી. એ ચિત્તની એવી પરમ દયાળુ અવસ્થા પ્રાપ્ત કરી ચૂક્યો હતો કે, જ્યારે કોઈને અન્યાય આપવો—કોઈ પ્રાણીનું દિલ પણ દૂભવવું, એ એને માટે

અશક્ય બન્યું હતું*

કુમારપાલ રાજર્ષિનો આ માનસિક ઇતિહાસ આપણી પાસે નથી એ ખરું, પણ 'કુમારપાલ–પ્રતિબોધ'માં એની દિનચર્યા આપી છે. એ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે રાજામાં એક એવી વૃત્તિ જાગી હતી કે જે વૃત્તિ, જૈન-દર્શનશાસ્ત્ર પ્રમાણે 'પરમાર્હત'પદ પ્રાપ્ત કરનારમાં જ સંભવિત છે. એટલે એ આર્યસંસ્કૃતિને અનુરૂપ રાજર્ષિ હતો, પરમાર્હત હતો, કે પરમમાહેશ્વર હતો, એ પ્રશ્નને ગૌણ રાખીએ તો આટલું ફલિત થાય કે એને પોતાનો ધર્મ 'જૈન' લાગ્યો હતો: એ દર્શનશાસ્ત્રમાં એ પોતાની ધાર્મિક જરૂરિયાતોની સાંત્વના જોઈ શકતો હતો. અને છતાં રાજનીતિની દૃષ્ટિએ પણ એ, જૈનધર્મ ગ્રહણ કરે, એટલે કે પોતાના કુલધર્મનો ત્યાગ કરીને એ ગ્રહણ કરે, એ અશક્ય હતું × હેમચંદ્રાચાર્યે પોતે 'તું મારો ભક્ત છે

* પરિશિષ્ટપર્વમાં હેમચંદ્રાચાર્ય નૃપ સંપ્રતિનું વર્ણન આપે છે તે, અને 'ત્રિશષ્ટિશલાકા'માં કુમારપાલનું વર્ણન કરે છે તે બન્નેના સામ્ય પરથી કુમારપાલના ચિત્તધર્મનો ખ્યાલ સ્પષ્ટ થાય છે.

स सर्वदा जीवदयातरङ्गितमनाः सुधीः ।
अवदानरतो दानं दीनेभ्योऽभ्यधिकं ददौ ॥ ११–६४
हिंसानिषेधके तस्मिन् दूरेऽस्तु मृगयादिकम् ।

મહાવીરચરિત્ર–સર્ગ ૧૨, શ્લોક ૬૬

× 'કુમારપાલ–પ્રતિબોધ'માં આપેલો કુમારપાલની દિનચર્યાનો અહેવાલ આ વિષે એક નોંધ લે છે તે સૂચક છે: 'અવિવેકી જનોને આશ્ચર્ય પમાડનાર એવાં હસ્તી, આખલા, મલ્લ પ્રમુખનાં યુદ્ધ પોતાની ઇચ્છા ન હોવા છતાં 'રાજસ્થિતિ' સમજીને કોઈ વાર તે નિહાળતો.'

તેથી ગિરિમાં વસવાનું તજીને હું તારા પુરમાં વસવા ઇચ્છું છું ' એમ શ્રી શંભુએ સ્વપ્નમાં કહ્યાથી કુમારપાલેશ્વર નામે દેવાલય તેણે બંધાવ્યું ' (દ્વયાશ્રય ૨૦ : ૧૦૧) એમ ઉલ્લેખ કરે છે, ત્યારે એના કરતાં વધારે યોગ્યતાવાળો પુરાવો બીજો કોઈ પણ તે જમાનાનો ગણી ન શકાય. અને એથી કરીને કુમારપાલ, એક તસુ માત્ર પણ જૈનધર્મ પ્રત્યે ઓછી અભિરુચિ ધરાવતો એમ સાબિત થતું નથી; ઊલટું એમ નિશ્ચિત થાય છે કે કુમારપાલનું માનસ ઘણી રીતે જૈનધર્મના સિદ્ધાંતોમાં અવલંબન શોધનારું હતું. અને એ રીતે એની એ ધર્મપ્રત્યેની અભિરુચિમાં શંકાનું કારણ બહુ ઓછું છે. માત્ર એણે કોઈ પણ દિવસ આંતરવિગ્રહ આવે એવું પગલું ભરવાની ઉતાવળી રીત ગ્રહણ કરી હોય એ સંભવિત લાગતું નથી. ભૂલવું ન જોઈએ કે કુમારપાલની પસંદગી સામંતમંડળે કરી હતી : એ સામંતમંડળ ધર્મ પ્રત્યે પોતાનું ચોક્કસ વલણ ધરાવનારું હતું: રાજા પોતાનો કુલધર્મ છોડે એમ એ સામંતમંડળ ન જ ઇચ્છે એ સ્વાભાવિક હતું: જૈનમંત્રીઓ ઘણી શક્તિવાળા હતા છતાં, સામંતમંડળની ખટપટને લીધે જ અર્ણોરાજ સાથે ઘણો લાંબો વિગ્રહ કુમારપાલને શરૂઆતમાં કરવો પડેલો. એટલે આવી પરિસ્થિતિ છતાં, કુમારપાલ એવું પગલું ભરે કે, જેથી આંતરવિગ્રહનાં બીજ રોપાય એ સંભવિત નથી. વળી જુવાન જૈન મુનિઓ—ને કુમારપાલ પછીના જુવાન ઉમેદવારો—એમણે કુમારપાલના મૃત્યુ પછી તુરત જ જે પગલું ભર્યું અને તેનું જે પરિણામ આવ્યું એ પણ એમ બતાવવા માટે પૂરતું ગણાવું જોઈએ કે, કુમાર-

પાલના જ રાજકાલમાં એ પક્ષો ઘણી પ્રબળ લાગવગ સાથે તૈયાર થઈ ચૂકયા હતા, અને કુમારપાલ તથા હેમચંદ્રાચાર્યની ઘણી વિશાળ ધર્મભાવનાને લીધે જ એ બન્ને પક્ષો નિષ્ક્રિય રહ્યા હતા અને કાંઈ જ કરી શકયા ન હતા.

પરંતુ કુમારપાલની ખરી મહત્તા એણે ગુજરાતના જીવન ઉપર જે ચિરસ્થાયી સંસ્કારો મૂકયા છે તેમાં રહી છે.

કુમારપાલે આ પ્રમાણે જૈનધર્મના ઘણા અગત્યના ધાર્મિક સિદ્ધાંતોને રાજનીતિમાં વણી લઇને એ સિદ્ધાંતોને માત્ર શબ્દમાં જ નહિ પરંતુ કાર્યમાં પણ આણ્યા.

જૈન પરંપરા, શાંકરદર્શનની માફક, સ્થૂલ જગતને અસત્ય માન્યા છતાં, ને અનિર્વચનીય પરમ સત્યને છેલ્લા શેષ તરીકે સ્વીકાર્યા છતાં, વાસ્તવિકતાનો એટલો ત્યાગ કરતી નથી કે છેવટે સઘળે માયા જ શેષ રહે. એટલે જે વખતે હેમચંદ્રાચાર્ય યોગશાસ્ત્ર, વીતરાગસ્તોત્ર, મહાવીરચરિત્ર, વગેરે પોતાના નિત્યના લખાણકાર્યમાં રત હતા, ને જૈનધર્મના સિદ્ધાંતો પ્રમાણે અહિંસાદિ પ્રવૃત્તિ પણ ચલાવી રહ્યા હતા, તે વખતે પણ તેમના મનમાં એક વાત સ્ફૂરી હશે: એમને લાગ્યું હશે કે અહિંસાની ભૂમિકા, એ પણ જો કેવળ માનસિક વિલાસ બની જાય, કેવળ ચર્ચાનો ને વાદવિવાદનો વિષય બની જાય, તો એની લોકકલ્યાણકર ભાવના નાશ પામે. અહિંસા એ વ્યક્તિનું પરમ સામર્થ્ય ત્યારે જ થઈ શકે કે, જ્યારે એનામાં એ પ્રાપ્ત કરવા માટે સર્વત્યાગની તૈયારી હોય: એ સામર્થ્ય મેળવવા માટે ત્યાગની મહત્તા જીવનમાં ઊતરેલી હોવી જોઈએ.

એક દિવસ ગુરુ ભિક્ષાર્થે ફરતા ફરતા એક ગરીબ

શ્રાવકને ત્યાં આવી ચડયા. ગરીબ માણુસ તો પોતાની ગરીબી પ્રમાણે જ ગુરુનો સત્કાર કરી શકે, એટલે તેણે તે પ્રમાણે તે કર્યો. ગુરુ હેમચંદ્રાચાર્યે તે સ્વીકાર્યો. પણ તે દિવસે એમને લાગ્યું કે જો અહિંસાધર્મ માનવતાભરેલું રૂપ લઇને વધારે વ્યાપક ને અર્થવાહી ન બને તો એ પણ સાંપ્રદાયિક આચારમાત્ર થઇ જાય અને ધર્મના પ્રાણુ તરીકેનું એનું ગૌરવ નામશેષ બની જાય.

નિયમ પ્રમાણે જ્યારે કુમારપાલ રાજા પાસે તે ધર્મ-ચર્ચા કરવા લાગ્યા, ત્યારે પણ એમના અંતરમાં તો પેલી વાત જ ખટકી રહી હતી: 'પેલા ગરીબ શ્રાવકનું શું? અને એવા હજારો દીનોનું શું? અને આ રાજવૈભવનું શું?'

એ વધારે ને વધારે અંતર્દૃષ્ટિ થતા ગયા. પણ આ વાતનો મેળ એમના હૃદયમાં બેઠો નહિ. એક વખત પોતે મહત્ત્વાકાંક્ષાથી પ્રેરાઈ, કુમારપાલને વિક્રમરાજાની તુલનામાં શોભે એવું સ્થાન અપાવવા ગુરુ દેવસૂરિ પાસેથી, સુવર્ણ-સિદ્ધિમંત્રની પ્રાપ્તિ કરવા ઇચ્છા હતી.* ત્યારે દેવસૂરિએ એને એવી લૌકિક મહત્ત્વાકાંક્ષામાં ન રાચતાં, જીવનસિદ્ધિ પ્રાપ્ત કરવાનો ઉપદેશ કર્યો હતો, અને રાજાને પણ આ માર્ગ બતાવવો એ અયોગ્ય છે એમ કહ્યું હતું. આજે એમને એ સાંભરી આવ્યું. માણુસની કરુણાવૃત્તિની પહેલી અને સૌથી વધારે જરૂરી પરીક્ષા આ કે એણે પોતાના જીવનને સ્વયંપ્રેરિત યમનિયમાદિથી વશ કરી, બીજાને માટે જીવવાની શી તૈયારી બતાવી? એ દૃષ્ટિએ જ્યાં હજારો મનુષ્યો અસહ્ય દીનાવસ્થામાં આવી જઈને ધર્મ પ્રત્યેની

---

* 'કુમારપાલપ્રબંધ': ૨૧

શ્રદ્ધાને, સદ્ગુણુ પ્રત્યેની અભિરુચિને, નૈતિક નિયમોના સૌન્દર્યને જાણવા જેટલો પણ ઉત્સાહ ન રાખી શકે, ત્યાં સામાન્યસંસ્કારભૂમિકા–અમારિઘોષણા–હરેક વ્યક્તિ પોતાના પ્રેમથી બીજાના અંતરમાં રહેલા પ્રેમને જાગૃત કરે એવી સંસ્કારી નીતિ—એ શી રીતે શક્ય બની શકે? હેમચંદ્રાચાર્ય તો હમેશાં લોકાનુગ્રહમાં અત્યંત શ્રદ્ધાવાન રહેતા. એમણે પોતે કેવળ ગુજરાતમાં આખું જીવન વિતાવ્યું એમાં પણ ગુજરાતને સાહિત્યસંસ્કાર આપવાનો એમનો હેતુ હતો. પોતે મહાસમર્થ વિદ્વાન છતાં વિદ્યાને કેવળ વાદવિવાદની ભૂમિકા બનાવવાની એમને શ્રદ્ધા ન હતી. 'કુમારપાલપ્રતિબોધ'માં એમણે રાજાને જે જે કથા કહી છે તે માત્ર સુંદર કથાની રજૂઆત તરીકે નહિ, પણ એ કથા રાજાના જીવનવિકાસની ભૂમિકા તૈયાર કરનાર બને એ દૃષ્ટિ પણ રાખવામાં આવી છે. ત્યાં આપેલા સોમપ્રભસૂરિનાં વચનોથી એ જણાય છે. એટલે આજે જ્યારે ગુરુ હેમચંદ્રાચાર્યને કાંઇક મૌન અને ગંભીર જોયા ત્યારે કુમારપાલે તેનું કારણ પૂછ્યું. હેમચંદ્રાચાર્યે કહ્યું: 'આપણે જગતને અનૃણી કરવાનું દુ:સાહસ કરવા નીકળ્યા ત્યારે ગુરુ દેવસૂરિએ જે વચન કહ્યું હતું તે આજે મને સાંભરે છે. અમારિઘોષણાને અતિ વિશાળ અર્થમાં સ્થાપવામાં આવે તો જે જીવનસિદ્ધિ મળે તેની પાસે સુવર્ણસિદ્ધિ શા હિસાબમાં છે? આજે મેં જે પાટણમાં જોયું તે જોઇને મને શંકા થાય છે કે, જો અમારિઘોષણાનો સમ્યક્ અર્થ લોકોને સમજાયો હોય તો જારની ઘેંશ ઉપર જીવન ગુજારતાં દીન, દરિદ્ર ને દુ:ખી માણસો —ને તેમની પાસે જ—કેવળ આચાર પૂરતો અહિંસાધર્મ

ચાળી પોતાનાજ વિલાસમાં મત્ત એવા પૌરજનો—એવાં બે દૃશ્યો એકીવખતે ને એકસાથે શી રીતે જોવા મળે?'

કુમારપાલને અમારિઘોષણામાં રહેલા અતિ વિશાળ અને વ્યાપક અર્થની ખબર પડી. તેણે પોતાના મંત્રીઓને બોલાવી કહ્યું: "મેં તે પહેલાં તમને એક વખત કહ્યું હતું તે યાદ છે? હું તો મહેલમાં બેઠો છું ને દેવ તો ખંડિત મંદિરમાં પડયા છે, એ પરિસ્થિતિ માટે જેમ મારે પ્રાયશ્ચિત કરવું પડયું હતું તેમ જ આ સ્થિતિનું સમજી લો. ને તરત જ પોતે 'અપરિમિતપરિગ્રહત્યાગ અને ઇચ્છાપરિમાણ' સ્વીકારી રાજકોષની મદદ વડે સામાન્ય દરિદ્રતાને દૂર કરવા પ્રયત્ન કર્યો.

આ પ્રમાણે રાજર્ષિ કુમારપાલ અને ગુરુ હેમચંદ્રાચાર્યના સાત્ત્વિક સંબંધે ગુજરાતને વિવેકી જીવન શિખવાડયું અને એની ચિરસ્થાયી અસર ગુજરાતના જીવન ઉપર થઇ છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. કેટલાક પ્રબંધકારોએ જૈન અને બ્રાહ્મણ તેમ જ જૈનદેવો અને બ્રાહ્મણદેવો વચ્ચે જે ઝઘડા બતાવ્યા છે, તે કદાચ પાછળના સમયનો પરિપાક છે કે, જ્યારે હેમચંદ્રાચાર્ય, કુમારપાલ, સિદ્ધરાજ, આમ્રભટ્ટ, ઉદયન, વાગ્ભટ, દેવસૂરિ—એવા મહાન પુરુષો ગુજરાતમાંથી ખૂટી પડ્યા હતા, અને એમની જગ્યા લેનારાઓમાં એમનું વિત્ત રહ્યું ન હતું. હેમચંદ્રાચાર્ય કુમારપાલ સાથે શિવમંદિરે જાય, અને કુમારપાલ હેમચંદ્રાચાર્ય સાથે જિનમંદિરે જાય, એ વસ્તુસ્થિતિ ખરી રીતે પ્રજામાં ધર્મ પ્રત્યેની શ્રદ્ધા છતાં, સંપ્રદાયવાદનું વિષ ન હતું, એમ બતાવનારી છે. પણ પાછળથી એ પરિસ્થિતિ ટકી શકી

નહિ—અને કદાચ ગૂજરાતના આર્થિક, સામાજિક, અને સાંસ્કારિક હ્રાસનું આ એક કારણ છે કે, એનો નાનો પણ પણ અતિશય વિવેકી, બુદ્ધિમાન, તેજસ્વી, અને પ્રતાપી એવો વર્ગ—બ્રાહ્મણ અને વાણિયાનો—એમણે બીજા વર્ગો સાથે જે સહાનુભૂતિભર્યો પ્રેમ રાખવો જોઇએ તે રાખ્યો નહિ. અમારિના સિદ્ધાંતમાં રહેલી સુંદર ભાવના—પ્રેમથી પ્રેમ પ્રકટાવો—એ વ્યવહારમાં ઉતારતાં જે જીવનકલા સાધ્ય કરવી જોઈએ તે જીવનકલા ગુજરાતીઓએ ગુમાવી અને ગુજરાતનું પતન થયું; અહિંસાને લીધે હિંદનું પતન થયું એમ સમ્રાટ અશોક અને હર્ષ પછીના સામ્રાજ્યભંગને લીધે કેટલાક ઇતિહાસકારો માનવા પ્રેરાયા છે. એ પ્રશ્ન લાંબી ચર્ચા માગી લે છે. ગુજરાત પૂરતું કહી શકાય કે અહિંસાધર્મી જૈન મંત્રીઓએ ગુજરાતને મહાન બનાવ્યું હતું, કારણ કે, તેઓ અહિંસાનો મર્મ બરાબર સમજતા હતા. એ દૃષ્ટિએ તો અહિંસાનો મર્મ નહિ સમજવાથી ગુજરાતનું પતન થયું એમ કહી શકાય.

હવે આપણે એક બીજા પ્રશ્ન ઉપર આવીએ છીએ. હેમચંદ્રાચાર્ય ગુજરાતના સંસ્કારસ્વામી જ રહ્યા કે એમણે 'મુત્સદ્દી' બની રાજકારણમાં અગ્ર ભાગ લીધો? આ એક વાત ચોક્કસ છે કે, રાજદ્વારી પુરુષો ગમે તેટલી પોતાની અંતિમ શુભ ઉદ્દેશવાળી નીતિનો બચાવ કરે, પણ રાજકારણ એ એક પ્રકારની મેલી રમત છે અને એમાં પોતાની વિશુદ્ધિ જાળવવા ઇચ્છનાર હરકોઈ મહાન વ્યક્તિને એક કે બીજે કારણે કાંઈક રમત રમવી જ પડે છે. એ સાચું છે કે હિંદી સંસ્કૃતિના મહાન શબ્દ 'સમન્વય' દ્વારા હિન્દુ-

સ્તાનમાં એવા તત્ત્વજ્ઞાનીઓ થયા છે કે, જેમણે રાજકારણને વિશુદ્ધ બનાવી એમના પોતાના વ્યક્તિત્વથી એને છાઈ દીધું છે. 'પંચદશી'નો કર્તા વિદ્યારણ્યસ્વામી વિજયનગરનો મહામંત્રી હતો એ પ્રસિદ્ધ વાત છે. પરંતુ એટલું છતાં અત્યંત પ્રતિભાશાળી વ્યક્તિ વિના બીજા માટે રાજકારણની શેતરંજ સાથે જીવનસિદ્ધિનો મેળ મેળવવો અશક્ય નહિ તો મુશ્કેલ તો છે જ. અને હેમચંદ્રાચાર્ય આ સિદ્ધ કરી શક્યા હતા એ એક જ મુદ્દો એની પ્રતિભા દર્શાવવા માટે બસ છે; અને છતાં એ મુત્સદ્દી—જે અર્થમાં એ શબ્દ વપરાય છે એ અર્થમાં—ન હતા. એક જ ઉદાહરણ આ વસ્તુસ્થિતિ સમજવા માટે બસ છે. આગળ દર્શાવ્યો છે તે કંટેશ્વરીનો પ્રસિદ્ધ પ્રસંગ આટલી રીતે તો ઐતિહાસિક લાગે છે કે કુમારપાલે કરવા ધારેલા ફેરફારમાં—ખાસ કરીને એની અહિંસાવ્રતની આજ્ઞામાં—સામંતોનો ઘણો મોટો ભાગ એની સામે હશે, અને હોવો જ જોઈએ. કારણ કે જ્યાં દેશને ચારે તરફનાં હિંસાત્મક બળો સામે બાથ ભીડવાની હોય છે ત્યાં આ અહિંસાનો વ્યાપક અને વિશાળ અર્થ લેવાની જ જરૂર રહે છે. પ્રબંધકારોએ ગઝનીના સુલતાનનો અને કર્ણનો—એવા બે ઉપજાવેલી કાઢેલા પ્રસંગો પણ લોકના મનમાં રહેલી શંકાઓના સમાધાન માટેનો પ્રયત્ન છે. એ પ્રસંગો પ્રમાણે તો ગઝનીનો સુલતાન હેમચંદ્રાચાર્યની યોગવિદ્યાથી, પોતાના સૈન્યમાં સૂતો હતો ત્યાંથી પાટણમાં પલંગસહિત હાજર થયો—કે જે આજના એકસો પંચાવન માઈલ દૂર ગોળા ફેંકનારી તોપના જમાનામાં પણ અશક્ય લાગે છે; જ્યારે કર્ણની વાત પણ

એટલીજ અનતિહાસિક છે. પણ એ પ્રસંગો લોકના મનનું સ્પષ્ટ વલણ અને એમાં રહેલી વિચારહીનતા બતાવે છે. પ્રજાએ શૂરવીર હોવું કે રહેવું એ વસ્તુસ્થિતિને હિંસાની સાથે એકરૂપ ગણવામાં આવે છે. જેમ અત્યારે પણ કેટલાક માને છે કે, માંસાહાર વિના હિંદુ પ્રજા નિર્બળ બની ગઈ છે; પણ માંસાહાર કરનારી ગમે તેટલી બહાદુર પ્રજા પણ, જો પોતાના આંતરિક ક્લેશો સમાવી શકતી નથી તો, કોઈ દિવસ ઉત્કર્ષ સાધી શકતી નથી, એ તો યૂરપનું સ્વીટ્ઝર્લેંડ કે બેલ્જીયમ અને એશિયાનું બલુચિસ્તાન કે અફઘાનિસ્તાન બન્નેને તુલનાત્મક દૃષ્ટિએ જોનાર જાણી શકે તેમ છે. 'કુમારપાલ-પ્રબંધ, પ્રમાણે આ મહોત્સવમાં પશુહિંસા બંધ થવાથી નકુલ વગેરે કેટલાક સામંતોએ પરસ્પર નેત્રસંજ્ઞા કરી હાસ્ય કર્યું. આ નેત્રસંજ્ઞાનો મર્મ એ હતો કે હવે દુશ્મનો ચઢી આવશે ત્યારે રાજાની શી વલે થશે! એ મર્મ સમજીનેજ કુમારપાલે તરત જ તેમના દેખતાં જ એક બાણે સાત કઢાઈઓ ભેદી સૌને ઝાંખા કરી નાખ્યા. એમાંથી જ સ્પષ્ટ અર્થ કરી બતાવ્યો કે આવું થવા માટે નિર્દોષ પ્રાણીઓનો વધ એ કોઇ જરૂરિયાતની વસ્તુ નથી; એટલું જ નહિ એ વધમાંથી જ બીજા અનેક અનર્થો પણ આવે છે. આ કંટેશ્વરીદેવીએ કુમારપાલને ત્રિશૂળ માર્યું એ દંતકથા છે. પણ એ દંતકથામાંથી આટલો સ્વર તો જરૂર નીકળે કે લોકમાનસ પ્રમાણે રાજા ઉપર જે કાંઈ આપત્તિ આવે તે આ દેવીના ભોગ સાથે જોડી દેવાની સૌની તૈયારી હતી. ઉદયન મંત્રીને કુમારપાલની માંદગી [ કુષ્ટાદિ દુષ્ટ રોગ ] નું

કારણ લોકો અહિંસાધર્મ સાથે જોડી દેશે એની મનમાં ગડભાંગ થઈ. અને તેણે તો સલાહ પણ આપી કે 'તૂમડું તૂટ્યા પછી તાર કામ લાગતા નથી, માટે આત્મરક્ષા સારુ દેવીઓને પશુ આપવાં.'

આ વસ્તુસ્થિતિનો જેણે આપણે oriental—આપણી જ પોતાની કહી શકીએ એવી ચાતુરીથી હેમચંદ્રાચાર્યે ઉકેલ કર્યો એ વાત આગળ આવી ગઈ છે.* પ્રસ્તુત વિષય પરત્વે તો આ ઉલ્લેખ એટલા માટે ફરીને કર્યો છે કે હેમચંદ્રાચાર્યની આવી જે બુદ્ધિમત્તા—ખરી રીતે સામાની વિચારસરણીમાં ક્યાં દોષ છે તે તરત પકડી લેવાની શક્તિ—એને તમે જો મુત્સદ્દીપણું કહેતા હો તો એ મુત્સદ્દી હતા: બાકી એમના જેવી વ્યવહારુ નૈયાયિક શક્તિ તે જમાનામાં ઘણા થોડા માણસમાં હતી. આવી રીતે પરિસ્થિતિને અનુકૂળ થવા છતાં તેમાં અણિશુદ્ધ ચારિત્રબળ બતાવવું એ મેક્ડુગલના શબ્દો વાપરીએ તો The stability and power of adaptation, which true character alone can give એ વસ્તુસ્થિતિ દર્શાવે છે. આ પ્રસંગ—અને આવા બીજા અનેક પ્રસંગો, જે મુખ્યત્વે દંતકથાઓ છતાં તેમાંથી ઐતિહાસિક મૂલ્ય તારવી કાઢી શકાય તેવું છે, એ બતાવે છે કે હેમચંદ્રાચાર્યે એમના જમાનામાં એક એવું વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કર્યું હતું કે જ્યારે જ્યારે કાંઈ પણ મુશ્કેલીનો પ્રસંગ આવે ત્યારે ત્યારે સૌની આંખ તેમના તરફ ફરતી. આજના રાજદ્વારી પુરુષોને એ મુત્સદ્દીગીરી

* 'ચતુર્વિંશતિપ્રબંધ'માં કંટકેશ્વરી ગુસ્સે થઈ એ વાત ઉત્તરાર્ધરૂપે છે. એટલે બન્નેમાંથી સાર કાઢી આપવાનો આંહી પ્રયત્ન કર્યો છે.

લાગે : ખરી રીતે એ ચારિત્રનું સામર્થ્ય છે. 'કુમારપાલ-પ્રબંધ'માં કહ્યું છે કે શત્રુંજય-યાત્રામાં જ્યારે હેમચંદ્રાચાર્ય દર્શન સમયે, ધનપાલે કરેલી 'ऋषभपंचाशिका' બોલતા હતા ત્યારે કુમારપાલે વિનંતી કરી કે, 'તમે કાલિકાલસર્વજ્ઞ થઇ તમારી પોતાની કરેલી સ્તુતિ કેમ બોલતા નથી?' હેમચંદ્રાચાર્યે* કહ્યું : 'કારણકે એમના જેવી સદ્ભક્તિગર્ભિત સ્તુતિ અમારાથી થાય તેમ નથી.' આવી જે વિનમ્રતા એ સ્પષ્ટ રીતે બતાવે છે કે, પોતાની પાસે ઘણા વિપુલ પ્રમાણુમાં હતી તે વિદ્યાનો પણ ગર્વ ન કરી શકવાની સાધુતા એણે પ્રાપ્ત કરી હતી. સૌને પોતાના પ્રત્યે આકર્ષણ કરવાનું નૈસર્ગિક બળ આ વિનમ્રતાને લીધે જ તેનામાં હોય, અને એ જ એની મુત્સદ્દીગીરી હોય.

*આ કથનને બીજો એક ટેકો મળે છે. 'ઉત્કૃષ્ટ મહાકવિ તો સિદ્ધસેન, ઉત્કૃષ્ટ મહાતાર્કિક તો મલ્લવાદી, ઉત્કૃષ્ટ સંગ્રહકાર ઉમાસ્વામી, અને ઉત્કૃષ્ટ વ્યાખ્યાતા તો જિનભદ્ર ક્ષમાશ્રમણ; બીજા તેમનાથી ઊતરતા છે.' શબ્દાનુશાસનની બૃહદ્ટીકામાં આમ જણાવી સાથે સાથે પોતાની લઘુતા બતાવી છે. આ પ્રમાણે જે જે મહાન વિશારદ હતા તેમનું મુક્તકંઠે તેમણે સ્મરણ કર્યું છે. જુઓ, 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ', વિ. ૩, પૃ૪. ૩૧૯; સંપાદક: શ્રી. મોહનલાલ દલીચંદ દેસાઈ.

એવી જ રીતે એમની અત્યંત સુંદર કૃતિ 'દ્વાત્રિંશિકા'માં પણ 'क्व सिद्धसेनस्तुतयो महार्था अशिक्षितालापकला क्व चैषा॥ અશિક્ષિતોના આલાપ જેવી મારી આ સ્તુતિઓ ક્યાં—અને સિદ્ધસેનની અર્થ-ગંભીર સ્તુતિઓ ક્યાં ? એમ કહ્યું છે. હેમચંદ્રાચાર્યની આ વિનમ્રતા માત્ર ઔપચારિક નથી એટલું જાણનારને એના જીવનસામર્થ્યનો અને શા માટે એ સૌને આકર્ષી શક્યા તેનો ખ્યાલ આવશે.

એટલે જ આપણે જ્યારે હેમચંદ્રાચાર્ય, આમ્રભટ્ટ અને રાજા કુમારપાલને, ભવિષ્યમાં કોણ રાજા થાય તેની ચર્ચા કરતા જોઈએ છીએ, ત્યારે કુદરતી રીતે જ આ સાધુએ સ્થાપેલા વિશ્વાસથી વિસ્મય પામીએ છીએ, અને હેમચંદ્રાચાર્ય, કુમારપાલ, આમ્રભટ્ટ વગેરેની મંત્રણાને રાજદ્વારી વિષયોમાં ભાગ લેવાની મહત્ત્વાકાંક્ષા તરીકે ગણવા પ્રેરાઇએ છીએ. પણ ભૂલવું ન જોઈએ કે હેમચંદ્રાચાર્યે જેટલી કૃતિઓ આપી છે તે જોતાં એમની એક પળ પણ નિરર્થક જવા દીધાનું એમને પોષાય તેમ લાગતું નથી. રાજખટપટમાં ભાગ લેનારે તો અનેક પ્રપંચોમાં ભાગ લેવો પડે, જે હેમચંદ્રાચાર્યના સ્વભાવવિરુદ્ધ હતું. કુમારપાલ અને તેમની વચ્ચેના સંવાદો બતાવે છે કે તે જમાનામાં જેમ બીજા રાજાઓ અને વિદ્વાનો--ખાસ કરીને રાજા અને કવિ--એકબીજાની પાદપૂર્તિ કરવી—શૃંગારભરિત કાવ્યો કહેવાં, સ્ત્રીઉલ્લેખથી કાવ્યચાતુર્ય બતાવવું—વગેરેમાં ઘણો સમય ગાળતા, તેમ સમય ગાળવા એ તૈયાર ન હતા. કુમારપાલની વિનંતીથી હેમચંદ્રાચાર્યે તો એમને માટે યોગશાસ્ત્ર, વીત-રાગસ્તોત્ર, ત્રિષષ્ઠિશલાકા—મહાવીરચરિત્ર—રચ્યાં છે. એટલે જે લૌકિક પરિચય ને રાજકારણની શકયતા પેલી મૈત્રીમાં છે તેવી શકયતા આવી કેવળ સાધુમૈત્રીમાં નથી. આ મંત્રણા વખતે આમ્રભટ્ટ, કુમારપાલ ને હેમચંદ્રાચાર્ય—ત્રણેનું ધ્યાન રાજનીતિમાં ને સમાજનીતિમાં દાખલ થયેલા નવા ધાર્મિક વિચારો પરત્વે હોય એ સ્વાભાવિક છે. પણ એ મુત્સદ્દીગીરી ન હોય; એ તો જે વિચારો દાખલ થયા છે તે વિનાશ ન ન પામે એની સાત્ત્વિક ચિંતા પણ હોય. એટલે તેમણે સૌએ

અજયપાલને બદલે પ્રતાપમલ્લને ગાદી મળવી જોઈએ એવો નિશ્ચય કર્યો હતો. પ્રતાપમલ્લ શત્રુંજયયાત્રામાં સાથે હતો એ ખરું; પણ સંભવિત છે કે તેનામાં રાજા થવાના વધારે લાયક ગુણો પણ હોય; કારણકે અજયપાલે ત્રણ વર્ષમાં જે રીતે પાછળથી રાજ ચલાવ્યું તે જોતાં પ્રતાપમલ્લ એનાં કરતાં ઘણો વધારે લાયક હશે જ. એટલે એની પસંદગી કરવામાં આવી એમાં આ લાયકાત પણ કારણરૂપ હોય. બીજું પણ એક કારણ છે. કુમારપાલની બે બહેન —તેમાં નામલદેવી અથવા પ્રેમલદેવી કૃષ્ણદેવ સાથે પરણાવેલી. એની મદદથી જ કુમારપાલને ગાદી મળેલી. અને રાજ્યના રક્ષણ માટે થઈને અવિવેકી કૃષ્ણદેવનો નાશ એને કરાવવો પડેલો. એ વાતના પ્રાયશ્ચિત્તરૂપે પણ સંભવિત છે કે તે *પ્રતાપમલને વધારે ચાહતો હોય. જૈનધર્મના શાસન

* આ પ્રતાપમલ્લને કુમારપાલનો દૌહિત્ર 'પ્રબંધકોશ'માં ગણવામાં આવેલ છે. એ એનો ભાણેજ હશે એ વધારે સત્ય લાગે છે. કુમારપાલને કાંઈ સંતાન હોવાનો ઉલ્લેખ કર્યો નથી. એની એક બહેન દેવળદેવી અર્ણોરાજને ત્યાં ન રહેતાં સાખી થઈ એ જોતાં પ્રતાપમલ્લ પ્રેમલદેવીનો પુત્ર હોઈ શકે. જો કુમારપાલને કાંઈ સંતાન જ ન હતું—પુત્ર કે પુત્રી—એ હકીકત હોય તો આ પુત્રીનો પુત્ર કહેવામાં કાંઈક ગરબડ થઈ લાગે છે. ડૉ. બુલ્હરે પ્રતાપમાલા નામ આપ્યું છે, પણ તે બીજા પ્રબંધોમાં—ખાસ કરીને જૂના પ્રબંધો—'પ્રબંધચિંતામણિ', 'પ્રભાવકચરિત્ર'માં—નથી, એટલે આ વસ્તુ સ્પષ્ટ નથી.

'પ્રબંધચિંતામણિ' (ફા. ગૂ. સભાની આવૃત્તિ) પૃષ્ઠ ૧૬૭ માં કૃષ્ણદેવ એનો બનેવી હતો એમ કહ્યું છે. જ્યારે 'પુરાતનપ્રબંધસંગ્રહ' [સિંઘી જૈનગ્રંથમાળા, ગ્રંથાંક ૨, પૃષ્ઠ: ૩૯] પ્રતાપમલ્લ

માટે થઇને હેમચંદ્રાચાર્યે પ્રતાપમલ્લ માટે રાજાને કહ્યું, એ વસ્તુ તો સ્વયં અસત્ય એટલા માટે જ કે, આમ્રભટ્ટ પોતે પણ જૈનમતનો આગ્રહી છતાં 'આપણા વંશનો સારો' એ મત પ્રદર્શિત કરી અજયપાલની તરફેણ કરે છે; અને તે ગુરુ, રાજા અને પોતે વાતચીત કરતા હતા ત્યાં. એટલે પ્રતાપમલ્લને રાજ્ય આપવામાં, પ્રતાપમલ્લનો પોતાનો વિવેકી સ્વભાવ, લોકપ્રિયતા, કૃષ્ણદેવની સબળતા યાદ રાખીએ તો; સામંતોમાં થતી એની માનભરેલી ગણના, અને પોતાની નિર્ભાગી બહેન પ્રત્યે રાજાને થયેલી દયાવૃત્તિ–આ સઘળાં જ કારણો સાથે, પ્રતાપમલ્લની જૈનધર્મ પ્રત્યેની અભિરુચિ એક કારણરૂપ હોઈ શકે.

વળી સોમેશ્વરે પણ 'કીર્તિકૌમુદી' (સર્ગ ૨ : શ્લોક ૫૨–૫૪)માં અજયપાલનું વર્ણન કરતાં नित्यमुदवहतो नारीं —[ જે હંમેશાં સ્ત્રીઓને પરણતો ] એમ જણાવ્યું છે. સિદ્ધરાજ મરણ પામ્યો ત્યારે સામંતોએ અઢાર દિવસ— લગભગ એક માસ સુધી એ નામે રાજ ચલાવ્યું હતું, ને મહિપાલ, કીર્તિપાલ અને ચાહડ ઉર્ફે ચારુદત્તનો હક્ક સ્વીકારવા ના પાડી હતી. એ ઉપરથી જણાય છે કે સામંત-

બનેવીનું નામ છે. [ तत्र भगिनीपतिः प्रतापमल्लः ] કુમારપાલ દેવતીર્થ યાત્રાપ્રબંધ—[ એજન, પૃષ્ઠ: ૪૩ ] રાજેન્દ્ર દૌહિત્ર પ્રતાપમલ્લઃ અને નૃપપુત્રીલીલૂ–એ બે નામ યાત્રિકોમાં દેખાય છે. 'પ્રભાવકચરિત્રે' આ વિષે કાંઈ ઉલ્લેખ કર્યો નથી. જ્યારે 'કુમારપાલ–પ્રતિબોધ'માં એ વિષે કાંઈ નથી. એટલે જેને વધારે પ્રમાણભૂત ગણી શકાય તેવા હેમચંદ્રાચાર્ય, પ્રભાવકચરિત્ર, ને કુમારપાલ–પ્રતિબોધમાં આ વિષે કાંઈ સ્પષ્ટતા નથી.

મંડળ બળવાન તો હતું જ. અને અજયપાલમાં સીધા વારસ સિવાય બીજા ગુણો નથી એ જોઈને જ કદાચ પ્રતાપમલ્લ ફાવે એમ ધારીને સૌએ તેના નામ વિષે વિચાર કર્યો હોય એ સંભવિત છે. એટલે આ એક પ્રસંગ ઉપરથી હેમચંદ્રાચાર્યે રાજખટપટમાં ભાગ લીધો હતો એમ પ્રતિપાદન કરવું તે બરાબર નથી. અને બીજા એવા કોઈ પ્રસંગ નથી, કે જે ઉપરથી તેનામાં રાજખટપટની શક્તિ હતી—એટલે કે એવી વાતમાં પડવાનો એમને રસ હતો, એમ સાબિત થઇ શકે.

એટલે આ મૌખિક મિત્રતાભરેલી વાતો થઇ લાગે છે. પણ જુવાન શિષ્યમંડળ હેમચંદ્રાચાર્યની અલિપ્તતા જાળવી શક્યું નથી. તેમણે જૈનશાસનની શક્તિ વધારવાના મોહમાં, કે પછી અરસપરસની ઈર્ષાથી પ્રેરાઈને, કે ગુરુ કરતાં સવાયા થવાની સ્પર્ધામાં, કે પછી અજયપાલથી સૌને નુકસાન છે એમ માનીને, ઉત્સાહભેર પક્ષો લેવાનું શરૂ કર્યું લાગે છે. વૃદ્ધ હેમચંદ્રાચાર્યને કદાચ આ પક્ષાપક્ષની ખબર ન પણ હોય. ગમે તેમ, વિદ્વાન રામચંદ્ર અને બાલચંદ્ર, મંત્રી કપર્દી અને આમ્રભટ્ટ સૌએ આ વાતમાં જે રસ બતાવ્યો તેમાં છેલ્લા બેને માટે તો એ રાજધર્મ હતો, પણ સાધુ અને વિદ્વાન એવા બે મુનિવરોએ તેમાં ભાગ લઈને તેમની મનોવૃત્તિની શિથિલતા દર્શાવી છે. આ વિષે એક ઘટના યાદ આવે છે. લવણપ્રસાદ અને રાણા વીરધવલે જ્યારે તેજપાલને પૂછ્યું હતું કે, 'મક્કાની જાત્રા માટે ગુજરાતમાં આવેલા યવનરાજાના ગુરુને પકડીએ તો કેમ?' ત્યારે તેજપાલે જવાબ દીધો કે, " ધર્મ સંબંધમાં કપટપ્રયોગથી રાજા-

ઓને જે લાભ મળશે તે પોતાની માતાના શરીરને વેચી મેળવેલ પૈસા જેવો છે.' *બાલચન્દ્ર અને રામચન્દ્રમાં તેજપાલની આ ધર્મ અને રાજકારણને ભેળસેળ ન કરવાની નૈતિક હિંમત ન હતી. જે વિષય પોતાનો ન હતો તેમાં એ પડી ગયા. જાણે કે પોતાનો ધર્મ વેચતા હોય એવું હીન-સત્ત્વ તે કાર્ય હતું તેનું એમને ધ્યાન રહ્યું નહિ; પોતાની સર્વ સાંસારિક ને સાંસ્કારિક ક્રિયાઓ પૂરી કરી ભવબીજ-અંકુરનો નાશ કરવાની તલ્લીનતા સેવનારા હેમચંદ્રાચાર્યથી આ વાત અજ્ઞાત રહી: અને એનાં ફળ એમને તાત્કાલિક મળ્યાં.

હેમચંદ્રાચાર્યનું મૃત્યુ એ જીવનના મહોત્સવ તુલ્ય હતું. કેટલાક—બહુ જ વિરલ મનુષ્ય માટે મૃત્યુ એ જીવનનો પરમ મહોત્સવ હોય તેમ આવે છે. મહાનમન નામે એક વીરની કથા છે કે તેણે દુશ્મનોના દળને આખા ગામનો નાશ ન કરવા અને સંહાર અટકાવવા કહ્યું. દુશ્મનોએ જવાબ આપ્યો કે તું પાણીમાં ડૂબકી મારી રાખે એટલી વાર અમે સૌનો સંહાર અટકાવીએ, ને એટલા સમયમાં જે બચ્યા તે બચ્યા. મહાનમન, જનસમાજના કલ્યાણાર્થે જળમાં ડૂબે છે—પાછો બહાર નીકળતો જ નથી. શસ્ત્રો વાપરવાને અધીર થયેલા દુશ્મનો જ્યારે એને બહાર નીકળતો જોતા નથી, ત્યારે આશ્ચર્યચકિત થાય છે.

પાણીમાં જાળ નાખીને ને તારાઓને ઉતરાવીને મહા-નમનની તપાસ ચાલે છે.

---

* પ્રબંધચિંતામણિ. [ મુ. ફા. ગુ. સભાની આવૃત્તિ ]

જળમાં પડ્યા પછી શ્વાસરુંધનથી કદાચ મન નબળું પડી જાય ને ઉપર આવવાની વૃત્તિ થઇ જાય એ જાણે પોતે પહેલેથી જાણતો હોય તેમ, મહાનમન જળની અંદર ખડકને બરાબર મડાગાંઠ વળગીને ચોંટેલો મળી આવ્યો, ને તેને બહાર લાવ્યા ત્યારે પણ એકાદ મૂળિયા સાથે એના બન્ને હાથ તો સખત રીતે વળગી રહ્યા હતા.

હજારોનો સંહાર બચાવવા તેણે આત્મવિસર્જન કર્યું હતું.*

હેમચંદ્રાચાર્ય જેવા વિનોદી, આનંદી, ઉલ્લાસમય, સંયમમૂર્તિ તપસ્વી, જીવનને અને પૃથ્વીને છેલ્લી વંદના કરે એમાં પણ કાંઇક અદ્‌ભુત હોવું જોઈએ. પ્રબંધકારોએ કહ્યું છે કે પોતાના મૃત્યુના નિર્ણીત સમયની એમને ખબર હતી. એ જમાનામાં જ્યાં મૃત્યુ વિષેનો પ્રજાનો ખ્યાલ જ કાંઈક જુદો હતો ત્યાં આ વસ્તુને કાલ્પનિક ગણતાં થંભી જવું પડે છે. આ વિષે કાંઈક કહીએ તે પહેલાં મૃત્યુનો એ જમાનાનો ખ્યાલ સમજી લેવો ઘટે છે. વીરધવલે પોતાની રાણી જયતલદેવીને તેના બન્ને ભાઇઓ સાંગણ અને ચામુંડને મનાવવા ને યુદ્ધમાં ન ઊતરવાનું સમજાવવા પિતૃગૃહે મોકલ્યાં હતાં. જયતલદેવીએ પિતા શોભનદેવને બન્ને ભાઈઓને વારવા માટે વારંવાર કહ્યું, ને ગાજી રહેલો રણસંગ્રામ અટકાવવાની વિનંતી કરી.

શોભનદેવે કટાક્ષ કર્યો: 'વીરધવલના જીવનનો તને ભય લાગે છે ના? વિધવા થવાનો?'

---

*આ વિષે શ્રી. ઝવેરચંદ મેઘાણીએ એક સુંદર વાર્તા લખી છે.

જયતલદેવીએ વીરતાથી જવાબ વાળ્યોઃ 'ના, ના, એ ભય તો શું લાગે ? પણ બાપના કુળનો નાશ થઈ જશે એ બીકથી વારંવાર કહી રહી છું. અશ્વ ઉપર જ્યારે એ વીર ચડશે, ત્યારે પછી એની સામે ઊભો રહેનાર શૂરવીર હજી તો કોઈ જોયો નથી !'

અને બીજી ક્ષણે એ પાછી રણસંગ્રામ તરફ ચાલી નીકળી. એ જમાનો એવો હતો.

એ જમાનાના ઉલ્લાસમાં, વિનોદમાં, શૃંગારમાં, વ્યવહારમાં, કાવ્યમાં, સભાઓમાં જે અપૂર્વતા અને પરાક્રમ માલૂમ પડે છે તે જ એમના સાધુસંસારમાં, સંયમમાં ને યૌગિક ક્રિયાઓમાં પણ માલૂમ પડશે.

એટલે જ્યારે એમ કહેવામાં આવે છે કે પોતાના મૃત્યુનો સમય હેમચંદ્રાચાર્યને જ્ઞાત હતો, ત્યારે એ વાત કહેવામાં કોઈ એવો અસાધારણ દાવો નથી કે જેને નકાર્યા વિના ન જ ચાલે; કે જેને દંતકથા કે ગપાષ્ટક ગણ્યા સિવાય બીજી કોઈ રીતે એની ચાવી જ ન બેસે. એક રીતે તો આજનું વિજ્ઞાન હવે અનેક માનસિક ક્રિયાઓને ધીમે ને ધીમે વધારે મહત્ત્વ આપતું જાય છે; એટલે આજની દૃષ્ટિએ જોતાં પણ આવી સાધારણ બાબત આવે કે હેમચંદ્રાચાર્યને પોતાનો મરણ સમય જ્ઞાત હતો કે, તરત જ એ વસ્તુને દંતકથા કહી નાખવામાં કોઈ ઐતિહાસિક સત્યની સેવા થાય છે એ વસ્તુ બરાબર નથી. વસ્તુતઃ હેમચંદ્રાચાર્યનું સમસ્ત જીવન એટલું સંયમી હતું કે ચોરાશી વર્ષની વૃદ્ધવયે પણ પોતે જુવાનના જેટલા જ ઉદ્યોગશીલ હતા. બીજું

'યોગશાસ્ત્ર'માં એમણે, જાતઅનુભવનું ઘણું કહ્યું છે એ જોતાં એમને યોગની ક્રિયાપ્રક્રિયામાં રસ હતો, અને એમણે એમાંથી સત્ત્વ મેળવેલું હોવું જોઇએ.* એટલે પોતાનો

* માનસિક ક્રિયાઓનું જીવનમાં મહત્ત્વ છે એ સમજવા માટે પણ જ્યાં શક્ય ત્યાં સંપૂર્ણ સહાનુભૂતિથી આવા પ્રશ્નને આપણે જોવો ઘટે છે. ટિબેટમાં વર્ષો ગાળીને આવેલા અલેક્ઝાંડર ડેવીડ નીલ પોતાના પુસ્તકમાં એક દાખલો આપે છે. 'ટિબેટના ડુંગરી પ્રદેશમાં દૂર દૂરના એકાંતમાં રહેતા ગુરુશિષ્યો મળે તે પહેલાં વર્ષો તપશ્ચર્યામાં પસાર થઈ જાય છે. પણ તેમની વચ્ચે મૌનવાણીના સંદેશા ચાલુ હોય છે. મને એવો એક જાતિઅનુભવ થયો તેથી હું એ જાણું છું. Telepathy એ કેવળ નવો શબ્દ તો નથી, પણ ટિબેટના લોકો એને વિજ્ઞાન માને છે. અમે ટિબેટમાં મુસાફરી કરી રહ્યા હતા. ત્યાં એક સાધુ મળ્યો. તે પોતાના ગુરુને ડુંગરમાળમાં મળવા માટે જતો હતો. અમારી સાથે એ ચાલ્યો. મારો વિચાર પણ એના એકાંતવાસી ગુરુને મળવાનો હતો. પણ શિષ્યને એ વાત રુચતી ન હતી. મેં એને સમજાવ્યો કે મારે માત્ર તારા ગુરુનાં દર્શન જ કરવાં છે. તે ભાગી ન જાય માટે અમે એને કેદી જેવો રાખ્યો, એટલે એ કોઈ પણ પ્રકારનો સદેશો ગુરુને મોકલી ન દે. પણ જ્યારે અમે ગુરુના ડુંગરપ્રદેશમાં આવી પહોંચ્યા ત્યારે મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. પાંચછ માણસો અમારી તરફ આવી પહોંચ્યા. તેમણે કહ્યું: "ગુરુને તમે મળવા માગો છો એ ગુરુને ખબર છે. પણ ગુરુ હમણાં ઉપાસનામાં હોવાથી કોઈને મળતા નથી." દેખીતી રીતે મારી સાથેના ગુરુના શિષ્યે જેને હવાઇ સંદેશો કહી શકાય તેવો સંદેશો મોકલાવ્યો હતો; કારણકે બીજી કોઈ રીતે ગુરુને મારા આવવાની જાણ થાય તેમ હતું જ નહિ With-Mystics and Magicians in Tibet.' એ જ પુસ્તકમાં આવેલું આ એક વાક્ય પણ યાદ રાખવા જેવું છેઃ 'Does one become visionary or rather is not that one has been blind until then ?' ]

મરણુસમય એ અગાઉથી જાણી શકયા હોય એ વાતને કેવળ દંતકથારૂપે હસી કાઢવાની જરૂર નથી. કદાચ જે શક્તિ મનુષ્યમાં હોવાનો સંભવ છે તેને લગતી જ એ વાત હોઇ શકે. આથી કરીને દરેક દંતકથાને કે અતિશયોક્તિને ઐતિહાસિક પ્રમાણ માનવાની કોઈ ભૂલ ન કરે; અથવા એવી ભૂલ પ્રત્યે ઉપેક્ષા સેવવાની વૃત્તિને ઉત્તેજન પણ આપવું ન ઘટે. પણ દંતકથાઓમાં ઇતિહાસનું બીજ છુપાયેલું પડેલું હોય છે તે પ્રયત્નથી, સંભાળથી, ને વારંવારના એના એ બનાવના જુદા જુદા ઉલ્લેખોથી નીકળી શકે એટલું જ કહેવાનો ઉદ્દેશ છે. વળી માનવશકિતની અનંત શકયતાઓ પ્રત્યે પણ લક્ષ દોરવાનો હેતુ છે.

જ્યારે હેમચંદ્રાચાર્યનો કાલધર્મ નજીક આવ્યો ત્યારે તેમનું વય ચોરાશી વર્ષનું હતું.

વીસ વર્ષની વયથી એમણે એકધારી રીતે ચોસઠ વર્ષ સુધી સરસ્વતીની ઉપાસના કરી હતી. દેવસૂરીએ તેમને સુવર્ણસિદ્ધિ વિષે કહ્યું ત્યારથી તો એમનું અંતઃકરણ, સંભવિત છે કે કેવળ અંતર્મુખ પ્રવૃત્તિમાં જ આનંદ લઇ રહ્યું હોય. એમણે જીવની એક પણ પળ વ્યર્થ ગુમાવી ન હતી. જીવનની પળેપળમાંથી અખૂટ આનંદ મેળવ્યો હતો. હવે ભવબીજઅંકુરના વિનાશની ઉપાસનામાં જે કાંઇ અશુદ્ધિ રહી હોય તે ચાળી કાઢવાનું કામ આ જર્જરિત દેહથી થાય તેમ નહોતું. શરીરને બદલવાની જરૂરિયાત હતી. આત્મવિસર્જન એ હવે ધર્મ હતો. શરીરને વળગી રહેવાની વૃત્તિ એ મોહ હતો. વહેલે કે મોડે શરીર પડવાનું હતું.

જ્યાં સુધી એનાથી કામ અપાતું હતું ત્યાં સુધી તો એને ટકાવી રાખવું એ ધાર્મિક ક્રિયા હતી.

કદાચ જીવનમાં મેળવેલી સઘળી સિદ્ધિનો સરવાળો માનવ પોતાની મૃત્યુની રીતમાં બતાવી શકે છે; એટલે જ્યારે ગુરુ હેમચંદ્રાચાર્યને લાગ્યું કે હવે પોતાના કાલ-નિર્માણનો સમય આવી પહોંચ્યો છે ત્યારે તેમણે સંઘને, શિષ્યોને ને રાજાને—સૌને આમંત્રી તેમની છેલ્લી રજા લઈ લેવાનો નિશ્ચય કર્યો.* એ પ્રમાણે પોતે સૌને બોલાવ્યા.

*આ લખ્યું ત્યારે તો આ વાક્ય કદાચ ઔપચારિક જ હશે; પણ હમણાં મારા પોતાના જીવનમાં થયેલા એક અનુભવથી આ વાક્યનો વિસ્તાર કરવાનું શક્ય બને છે. હમણાં જ પિતાની મૃત્યુ-શય્યા પાસે ઊભા રહેવાનો પ્રસંગ આવ્યો: લગભગ એક અઠવાડિયા અગાઉથી પોતાનો દેહ પડી જશે એ વિષે એમણે સૂચના આપેલી હતી. પરંતુ એ તો કદાચ શારીરિક વ્યાધિથી માણસ અનુમાન કરે છે એવું કેવળ અનુમાન જ હોય. પણ જ્યારે લગભગ ૭૨ કલાક અગાઉ વાતચીત થઇ ને તેમણે સ્પષ્ટ રીતે વખત આપી દીધો, અને એ જ પ્રમાણે દેહ પડયો, ત્યારે એ માત્ર અનુમાન નહિ પણ સત્યની ગમે તે રીતે એમને થયેલી પ્રતીતિ જ હતી, એ વિશ્વાસ દૃઢતર થયો. એથી વધારે આશ્ચર્યજનક બીના તો એ હતી કે પોતે જેમના જીવ-નમાં નિત્ય કાંઇ ને કાંઈ રસ રેડ્યો હતો એવા ભોળા રબારી, ભરવાડ, કણબી વગેરે મૃત્યુ પછી શોક કરવા ઘેર આવ્યા, ત્યારે તેમાંના દરેકે જુદીજુદી રીતે અને એકબીજાથી તદ્દન અજ્ઞાત રીતે વાત કરી, તેમાંથી પણ એ જ ધ્વનિ નીકળ્યો કે ભાદરવા વદ અગિયારશે થયેલા મૃત્યુની આગાહી એમણે શ્રાવણ વદ અગિયારશે સૌને આપી દીધી હતી. અને એ પ્રમાણે વ્યાવહારિક કાર્યો કર્યાં હતાં. અને એ વખતે એમનો દેહ તંદુરસ્ત હતો. એટલે

રાજાને વ્યગ્ર અને ચિંતાતુર જોઈને પોતે બોલ્યાઃ 'હે રાજન્! તમારો શોક નકામો છે. તમે પોતે પણ હવે આંહીં થોડો વખત જ છો!'

પછી સૌની સાથે વિનમ્રતાથી ક્ષમાયાચના કરી યોગીન્દ્રની જેમ હેમચંદ્રાચાર્ય અનશનવ્રત ધારણ કરી પોતાના અંતઃકરણને—

न शब्दो न रूपं न रसो नाऽपि गन्धो न वा स्पर्श-
लेशो न वर्णो न लिंगम्।
न पूर्वापरत्वं न यस्यास्ति संज्ञा स एकः परात्मा
गतिर्मे जिनेन्द्रः ॥ *

એ સિદ્ધસેન દિવાકરની વાણીમાં લીન કરતા ગયા. અને ધીમે ધીમે—

क्षमयामि सर्वान् सत्त्वान् सर्वे क्षाम्यन्तु ते मयि।
मैत्र्यस्तु तेषु सर्वेषु त्वदेकशरणस्य मे ॥

'હું સર્વે જીવોને સમજું: (સમજે તો જ માણસ ક્ષમા કરી શકે) સર્વે મને સમજે: આપના જ, એક શરણમાં

મૃત્યુનો સમય હેમચંદ્રાચાર્યે કહી આપ્યો કે એમના જાણવામાં હતો કે એમણે મૃત્યુસમય અગાઉ સૌની રજા લઈ લીધી એવી વાતને શંકાની દૃષ્ટિથી કે પ્રબંધકારોની રસશૈલીના સ્રોતરૂપે ગણવાની જરૂર નથી. એ વસ્તુ શક્ય છે; સમજવામાં મુશ્કેલ હશે.

* જેને શબ્દ નથી, રૂપ નથી, રસ નથી, ગંધ નથી, વર્ણ નથી, લિંગ નથી, જેને નથી પૂર્વત્વ કે નથી અપરત્વ, તેમ જેને સંજ્ઞા નથી એવો એક પરમાત્મા જિનેન્દ્ર મારી ગતિ છે,

રહેલી મારી, સર્વ જીવો પ્રત્યે પ્રેમભાવના હો!' એ વીતરાગની સ્તુતિ વડે પોતાની પ્રેમશક્તિ વધારતા ગયા.

છેવટે એક પળ એવી આવી જ્યારે એમને સઘળું વિશ્વ પોતાનામાં ને પોતે વિશ્વમાં છે એમ સ્પષ્ટ પ્રતિતી થવા લાગી.

'હે આત્મન્! તું જ દેવ છે. તું જ ત્રણ ભુવનના પ્રદેશ ઉદ્યોત કરનાર દીપક છે. તું જ બ્રહ્મજ્યોતિ છે. તું જ કર્તા ને ભોક્તા છે. તું જ જગતનાં ગમન કરે છે. સ્થાણુરૂપે પણ તું જ છે. હવે પોતાનું સ્વરૂપ જાણ્યા પછી બહિર્પણું ક્યાં રહ્યું?*'

ગુજરાતનો મહાન તપસ્વી, સંસ્કારનેતા, સંયમી સાધુ, મહાવિદ્વાન, અને ગુજરાતના બે મહાન નૃપતિઓના જીવનકાલની સમર્થ વિભૂતિ, ધીમે ધીમે પોતાના સ્વરૂપાનુસંધાનમાં તલ્લીન બની ગઈ.

સંવત ૧૨૨૯ માં હેમચંદ્રાચાર્ય પરમધામમાં ગયા. તેમને સંસ્કાર આપતી વખતે અશ્રુપૂર્ણ રાજા કુમારપાલે તેની પવિત્ર ભસ્મનું તિલક કરી ગુરુના અદશ્ય આત્માને વંદના કરી અને પોતે રાજખટપટથી કંટાળેલ છતાં રાજધુરાનું વહન કરવા પાટણમાં પાછો ફર્યો.

---

* आत्मन्! देवस्त्वमेव त्रिभुवनभवनोद्द्योतदीपस्त्वमेव।
ब्रह्मज्योतिस्त्वमेवाखिलविषयसमुज्जीवनायुस्त्वमेव॥
कर्ता भोक्ता त्वमेव व्रजसि जगति च स्थाणुरूपस्त्वमेव।
स्वस्मिन् ज्ञात्वा स्वरूपं किमुतदिह बहिर्भावमाविष्करोषि॥

૭

ગુજરાતની પાસે એવા વિદ્વાનો બહુ થોડા છે કે જેમનું વિશ્વસાહિત્યમાં સ્થાન હોય. હેમચંદ્રાચાર્ય એવા વિદ્વાનમાં છે, અને તેથી એમના વ્યક્તિત્વવડે ગૂજરાત વિશ્વ-વ્યાપક બની રહેલ છે. શ્રી. કનૈયાલાલ મુનશીએ યોગ્ય રીતે એમને મહાન જ્યોતિર્ધર કહ્યા છે. ગુજરાતની ભાષા, ગુજરાતના સંસ્કાર, ગુજરાતની પ્રણાલિકા, ગુજરાતનો વ્યવહારવિવેક, ગુજરાતનું સાહિત્ય, ગુજરાતનું ગુજરાતીપણું અને ગુજરાતની અપ્રાંતીય ભાવનાવૃત્તિ—એ સઘળાં ઉપર હેમચંદ્રાચાર્યે મૂકેલા વારસાની સજ્જડ છાપ છે એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી. હજારો ને લાખો ગુજરાતીઓને પોતાનું ભાષાભિમાન ન હતું કે પોતાની ભાષા-શુદ્ધિનો ખ્યાલ ન હતો: હેમચંદ્ર આવ્યા અને લોકોને ભાષાભિમાન મળ્યું. લાખો ગુજરાતીઓ સ્વચ્છ મૌક્તિક જેવા વાણીબંધને ધીમે ધીમે ભૂલી જતા હતા: પરાક્રમી પૂર્વજોની કથા વિસરાઈ જતી હતી: ધીમે ધીમે પરાક્રમ એ અકસ્માત્ હોઈ શકે ને અપરાક્રમ એ જીવન હોઈ શકે એવી ભાવનાનો ઉદય એમાંથી થવાનો હતો: હેમચંદ્રાચાર્ય આવ્યા અને નિર્લેપ દૃષ્ટિથી, શૂરવીરોની, શૃંગારની, સ્ત્રીઓના પ્રેમની,

પ્રેમીઓની, પરાક્રમોની, સૈનિકોની, અને સુંદરીઓની ગાથાઓને, માતા ગુર્જરીના કંઠમાં માળા આરોપે તેમ 'દેશીનામમાળા' ને 'અભિધાનચિંતામણિ'માં ગૂંથીને એમણે માળા આરોપી; એ ગાથાઓ આજે પણ માયકાંગલા ગુજરાતીને પરાક્રમી થવાની પ્રેરણા આપે એટલું સામર્થ્ય ધરાવે છે.

પુત્તેં જાએં કવણુ ગુણુ, કવણુ ગુણુ મુએણ
જા બપ્પીકી ભૂંહડી ચંપિજ્જઇ અવરેણ

અને સાધુ છતાં જેણે સંસારીજનોના ઉલ્લાસમાં રહેલી શૌર્યવૃત્તિ નિહાળવા હમેશાં ઉત્સુકતા બતાવી છે, અને સંયમ એ અનુપમ પ્રેમમાં જ શકય વસ્તુ છે એમ જાણીને જેણે પ્રેમને પણ જીવનમાં એનું યોગ્ય સ્થાન આપવા નિરંતર આતુરતા દર્શાવી છે, તે હેમચંદ્રાચાર્ય જ આવાં ઉદાહરણો આપી, પ્રજાની નસનસમાં રમતી, શુદ્ધ પ્રેમની, સૌન્દર્યની, ઉલ્લાસની અને વીરતાની ગાથાઓને સંગ્રહી શકે.

*ઢોલ્લા સામલા ધણ ચંપા—વણ્ણી
ણાઇ સુવણ્ણરેહ, કસવટ્ટઇ દિણ્ણી.

ઢોલો—નાયક તો શામળો છે-ધણ [પ્રિયા-નાયિકા] ચંપાવર્ણી છે. જાણે કે સુવર્ણની રેખા કસોટી પર લગાવી હોય તેમ.

આ પંક્તિઓ વાંચતાં તો જાણે ગુજરાતીઓનો જીવનરંગ જ ફરી જાય છે. ચંપાવર્ણી ગુજરાતણ અને દરિયાનાં મોજાં ખેલનારો—લાખોનાં મોતી લાવી એ નારીને શણ-

* જુઓ મોહનલાલ દલીચંદ દેસાઈકૃત 'જૈન ગુર્જરકવિઓ' ભા. ૧ લો.

ગારનારો મધ્યયુગનો મહાબળવાન સાહસિક ગુજરાતી આપણી સમક્ષ ખડાં થાય છે. મોઢેરાની શિલ્પસુંદરીઓ જેમ આજની ગુજરાતણોને અંગભંગનું લાલિત્ય શીખવવા હજી ઊભી છે, લગભગ તેવા જ બીજા સંયમી શિલ્પકાર સાધુ હેમચંદ્રાચાર્યે વીણેલી આ મૌક્તિક પંક્તિઓ ગુજરાતને એના વારસાનું ભાન આપવા હજી ઊભી છે.

ધવલુ વિસૂરઈ સામિઅહો, ગુરૂઆ ભરૂ પિકખેવિ,
હઉં કિં ન જુત્તઉં દુહું દિસિહિં, ખંડઈં દોણ્ણિ કરેવિ.

ધવલ બળદ—ઉત્તમ જાતિનો બળદ, પોતાના મુડદાલ સાથીદારને જોઇને વિષાદ કરે છેઃ ‘ અરે ! આની સાથે હુ ક્યાં આવ્યો—કે મારી સાથે આ ક્યાં આવ્યો, ’ એવો નિર્માલ્ય વિષાદ એને થતો નથી. એને તો વિષાદ એમ થાય છે કે, બન્ને બાજુ બે ટુકડા કરીને મને જ કાં ન જૂત્યો ?

ભાર અને જવાબદારી ઉપાડી લેવાની ઉત્તમ જાતિના શિષ્યની—તેમ જ તરુણની આમાં મનોદશા દર્શાવી છે, અને એ વિષાદ કેવળ વીરને શોભે તેવો છે.

ભલ્લા હુઆ જુ મારિઆ, બહિણિ મહારા કન્તુ,
લજ્જેજ્જંતુ વયંસિઅહુ, જઇ ભગ્ગા ઘરૂ એન્તુ.

હે બહેન ! ભલું થયું જે મારો કંથ મરાયો. જો ભાગીને ઘેર આવત તો બહેનપણીઓથી હું લજ્જા પામત.

જઈ ભગ્ગા પારક્કડા, તો સહિ મજ્ઝુ પિએણ
અહ ભગ્ગા અમ્હહં તણા, તો તેં મારિઅડેણ.

જો પારકા ભાગ્યા હોય તો ખરેખર, મારા પિયુથી એ પરાક્રમ થયું હોય, અને અમારા ભાગ્યા હોય તો તે [મારો પિયુ] મૃત્યુ પામેલ હોય તેથી.

જેવી રીતે રુદ્રમાળના તોરણુને શિલ્પીઓએ અસંખ્ય રમ્ય મૂર્તિઓથી અને શણુગારોથી ભરી દીધું છે, અવનીન્દ્રનાથ ટાગોર પોતાના એક ચિત્રમાં દર્શાવે છે તેમ, કૃષ્ણુના આગમનથી વિદુરને એટલો ઉત્સાહ આવ્યો છે કે, પ્રેમમાં ને પ્રેમમાં એમને ધ્યાન રહેતું નથી, પણુ એમણે તો ઘરનો ખૂણેખૂણો, અરે તસુએ તસુ જગ્યા શણુગારી દીધી છે, તેવી જ રીતે સાધુ હેમચંદ્રાચાર્યે ગુજરાતીઓના કંઠમાંથી જે જે મળ્યું તે સઘળું લઈને તેની માળા ગૂંથી પ્રેમભકિતથી માતાની પાસે ધરી દીધી છે. એ ભકિત—શ્રમ—ઉલ્લાસ—આવું ત્રિવિધ દર્શન એકજ પુરુષમાં જોવું, અને એ સઘળા ઉપર પોતાનો યોગીના જેવો સંબંધ રાખી નરનારીનાં જોબનભરિત વૃંદને ચીતરવા છતાં અલિપ્ત રહેવું, એ કેવળ—જેણે જીવનકલા સાધ્ય કરી હોય તેને માટે શકય હતું. અને એ દૃષ્ટિએ હેમચંદ્રાચાર્યને જીવનકલાવીર કહેવામાં એ શબ્દ યથાર્થ રીતે વાપર્યો ગણી શકાય.

એમના જેટલી વિદ્વત્તા હોવી એ કદાચ શકય હશે; પણુ એમના જેટલો ઉદ્યોગ હોવો એ બહુ વિરલ વસ્તુ છે. એમના કરેલા શ્લોકની અતિશયોકિતવાળી સંખ્યા બાદ કરીએ તોપણુ મુનિ શ્રી પુણ્યવિજયજી કહે છે તેમ, ઓછામાં ઓછી અઢીથી ત્રણુ લાખ શ્લોકોની થવા જાય છે.

*મુનિ શ્રી પુણ્યવિજયજી બરાબર કહે છે કે, ' એ મહાપુરુષ કયે સમયે કઈ વસ્તુને કેવી રીતે ન્યાય આપતા

*મુનિશ્રી પુણ્યવિજયજીએ કરેલું એ સંખ્યાનિર્માણ નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| સિદ્ધહેમ લઘુવૃત્તિ | ૬૦૦૦ શ્લોક |
| સિદ્ધહેમ બૃહદ્‌વૃત્તિ | ૧૮૦૦૦ ,, |
| સિદ્ધહેમ બૃહન્ન્યાસ | ૮૪૦૦૦ ,, |
| સિદ્ધહેમ પ્રાકૃતવૃત્તિ | ૨૨૦૦ ,, |
| લિંગાનુશાસન— | ૩૬૮૪ ,, |
| ઉણાદિગણ વિવરણ | ૩૨૫૦ ,, |
| ધાતુપારાયણ વિવરણ | ૫૬૦૦ ,, |
| અભિધાનચિંતામણિ | ૧૦૦૦૦ ,, |
| અભિધાનચિંતામણિ (પરિશિષ્ટ) | ૨૦૪ ,, |
| અનેકાર્થ કોષ | ૧૮૨૮ શ્લોક |
| નિઘંટુકોષ | ૩૯૬ ,, |
| દેશીનામમાળા | ૩૫૦૦ ,, |
| કાવ્યાનુશાસન | ૬૮૦૦ ,, |
| છંદોનુશાસન | ૩૦૦૦ ,, |
| સંસ્કૃત દ્વયાશ્રય | ૨૮૨૮ ,, |
| પ્રાકૃત દ્વયાશ્રય | ૧૫૦૦ ,, |
| પ્રમાણમીમાંસા [અપૂર્ણ] | ૨૫૦૦ ,, |
| વેદાંકુશ | ૧૦૦૦ ,, |
| ત્રિષષ્ટિશલાકા પુરુષચરિત્ર મહાકાવ્ય ૧૦ પર્વ | ૩૨૦૦૦ |
| પરિશિષ્ટ પર્વ | ૩૫૦૦ |
| યોગશાસ્ત્ર | ૧૨૭૫૦ |
| વીતરાગસ્તોત્ર | ૧૮૮ |
| અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા (કાવ્ય) | ૩૨ |
| અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા (કાવ્ય) | ૩૨ |
| મહાદેવસ્તોત્ર | ૪૪ |

તેમની પ્રતિભા, તેમનું સૂક્ષ્મદર્શીપણું, તેમનું સર્વદિગ્ગામી પાંડિત્ય, અને તેમના બહુશ્રુતપણાનો પરિચય આપણને આથી મળી રહે છે. ( મુનિશ્રી પુણ્યવિજયજીકૃત પત્રિકા: ભગવાન શ્રી હેમચંદ્રાચાર્ય. ]

શ્રી. મોહનલાલ દલીચંદ દેસાઈ એમના જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ [ પૃષ્ઠ ૩૦૦ ]માં નોંધે છે કે, ' એમ કહેવાય છે

હશે, એમનું જીવન કેટલું નિયમિત હશે, અને જીવનની પળે પળને તેઓ કેટલી મહત્ત્વની લેખતા હશે. ખરે જ વિશ્વની મહાન વિભૂતિઓમાં શ્રી હેમચંદ્રનું સ્થાન કોઈ અનેરું જ છે અને એ એમની કાર્યદક્ષતાને આભારી છે.'

કે તેમણે સાડાત્રણ કરોડ શ્લોકપ્રમાણ ગ્રંથો રચ્યા છે. ' શ્લોકપ્રમાણ મુનિશ્રી જિનવિજયજી નોંધે છે તેમ બત્રીસ અક્ષરનું ગણીએ ને આ સાડાત્રણ કરોડ શ્લોકોની રચના હેમચંદ્રાચાર્યે વીસ વર્ષથી ચોરાશી વર્ષ સુધીના ચોસઠ વર્ષના ગાળામાં કરી એમ ગણીએ, તો ૬૪×૩૬૫૨૩૩૬૦ દિવસ થયા, જેના કલાક લગભગ ૭ લાખ થાય. ૭ લાખ કલાકમાં સાડા ત્રણ કરોડ શ્લોક લખવા માટે માણસે દર મિનિટે એક શ્લોક લખવો જોઈએ. આ વાત તો ચોવીસે કલાક રાતદિવસ ગણ્યા વિના કામ કરવાની કરી છે. એટલે જો સાધારણ રીતે કામના આઠ કલાક ગણીએ તો દર મિનિટે ત્રણ શ્લોકની સરેરાશ આવે! આવી રીતે જે વાત સ્વયંભૂ જ અતિશયોક્તિવાળી છે તેને ખરી રીતે વિદ્વાનોએ નોંધીને અશ્રદ્ધેય બનાવવાનો પ્રયત્ન ન કરવો જોઈએ. એથી મૂળ વ્યક્તિને વધારે ન્યાય મળે છે. મુનિશ્રી પુણ્યવિજયજીની નોંધ એ દૃષ્ટિએ ઘણી તુલનાત્મક અને શ્રદ્ધેય હોઈ તેમણે નોંધ્યું છે તે પ્રમાણે કેટલાંક પુસ્તકો અનુપલબ્ધ હોવાથી, તેમની નોંધ કરતાં શ્લોકપ્રમાણ વધુ હોય એ સંભવ છે.

હેમચંદ્રાચાર્યના અનેક વિદ્વાન શિષ્યોએ એને કામમાં મદદ કરી હશે એ વાત સંભવિત છે, પણ એ મદદ મૂળ શ્લોકો લખવા કરતાં વ્યુત્પત્તિ, શબ્દમૂળ જોવાં, શબ્દો સંગ્રહવા વગેરે પ્રકારની જ હોઈ શકે; કારણ કે એવો સ્પષ્ટ ઉલ્લેખ—દેવીબોધ હેમચંદ્રને મળવા ગયા ત્યારનો અગાઉ ટાંકેલ છે. એટલે જે સંખ્યા કહેવામાં આવે છે, તે સંખ્યામાં હેમચંદ્રાચાર્યે, શ્લોકો આપ્યા હોય એ સંભવિત લાગતું નથી. મુનિશ્રી પુણ્યવિજયજીની નોંધ એ રીતે વધારે વિવેકભરી ને વિશ્વાસપાત્ર છે.

પોતાના જીવનની પળેપળનો આવો વ્યવસ્થિત, સંયમી અને કલ્યાણકારી ઉપયોગ કરવો, એ ઊંચામાં ઊંચા પ્રકારની વૈજ્ઞાનિક વ્યવસ્થાશક્તિ વિના શક્ય લાગતું નથી. મહાન વિદ્યુતવિજ્ઞાનશોધક એડીસન વિષે કહેવાય છે કે, એને ઇંગ્લેંડના રાજાની સાથે મળવા માટે પાંચ મિનિટનો પણ અવકાશ ન હતો. વ્યર્થ એક પણ વિચારને જીવનમાં સ્થાન ન હોય તો જ આટલો ઉદ્યોગ શક્ય છે. કાર્લાઈલ કહે છે તે બરાબર—છે: Genius is the capacity to take inehaustible pains. હેમચંદ્રાચાર્યે ગુજરાતમાં પગ મૂક્યો, પાટણમાં આવ્યા અને અણહિલપુરમાં માળવાની રાજલક્ષ્મી સાથે સરસ્વતી પણ આવી. વ્યાકરણ, કોશ, તત્ત્વજ્ઞાન, ન્યાય, યોગ, રસ, અલંકાર, ઈતિહાસ, પુરાણ, ધાર્મિક આખ્યાનો —અને અનેક કૃતિઓથી એમણે માતા ગુર્જરીને, જેમ કોઈ મહાન પ્રાસાદિક શિલ્પી શણગારે, તેમ આભરણભરિત કરી દીધી.

હેમચંદ્રાચાર્યે મેળવેલી આ સિદ્ધિનો જ્યારે સમગ્રપણે ખ્યાલ કરીએ છીએ ત્યારે એ માત્ર પોતાના જમાનાના જ નહિ, પણ હરકોઈ જમાનાના મહાપુરુષ હતા એમ લાગે છે. કેટલાંક મનુષ્યો મહાન હોય છે; પણ તે પોતાના જમાના પૂરતાં જ. જમાનો બદલાય કે તરત એમનું મૂલ્યાંકન ફરી જાય. પરંતુ જેમણે જમાનાની સાથે સાથે જ પોતાની જાત વિષે પણ સંશોધન કરીને એમાંથી જ પછી જમાનાને ઘડવાનો પ્રયત્ન કરેલો હોય છે એવાં મનુષ્યો નિત્ય પ્રેરણાદાયી રહી શકે છે. હેમચંદ્રાચાર્યનું જીવન આવું નિત્ય પ્રેરણાદાયી છે.

હેમચંદ્રાચાર્યના સંબંધમાં ઉદ્યોગશીલતા ઉપરાંત બીજી મહત્ત્વની વસ્તુ એ છે કે, એમણે જે કાર્ય લીધું તે દરેક કાર્યને ન્યાય આપ્યો. કાર્ય કરવાની તેમની આ વૃત્તિને લીધે જ એમણે જીવનના મહત્ત્વના પ્રસંગોને એમનાં સાચાં મૂલ્યાંકનો મૂકીને મુલવ્યાં છે.

એમની વ્યવહારનિપુણતા કે રાજનીતિનિપુણતા એ આ વૃત્તિનો પરિપાક છે. એથી જ રાજનીતિનિપુણ છતાં એ એ નિર્લેપ સાધુ રહી શકયા છે: અને નિર્લેપ સાધુ છતાં વ્યવહારદક્ષ પુરુષ ગણાયા છે: વ્યવહારદક્ષ છતાં એ વિદ્વાન મટયા નથી: અને વિદ્વાન રહ્યા છતાં એ પોથીપંડિત થયા નથી. સમગ્ર પ્રજાના ઉત્કર્ષમાં તો આવી વૃત્તિવાળો મનુષ્ય જ મહત્ત્વનો ભાગ ભજવી શકે એ ઐતિહાસિક જીવનચરિત્રોમાંથી સિદ્ધ કરી શકાય તેવી બાબત છે.

હેમચંદ્રાચાર્યે પોતાના જમાનામાં જે કાંઇ અસ્તિત્વમાં હતું—રાજા, રાજસત્તા, લોકવ્યવહાર, લોકપ્રથા, વિદ્વદ્‌સભા, વિદ્યાધામો, મંદિરો, મઠો, નાટચગૃહો, નૃત્યો, ઉત્સવો, યાત્રાઓ—જે કાંઈ અસ્તિત્વમાં હતું તે સઘળું પોતાના વ્યક્તિત્વથી છાઈ દીધું છે. તે સઘળાંને એમણે અપનાવ્યાં: કલ્પનાથી વૈભવભરિત કર્યાં: પોતાની જીવનશુદ્ધિથી ઉજાળ્યાં: અને ફરીને લોકસમૂહમાં રમતાં મૂકી દીધાં. અમારું નગર આવું જ હોય: અમારો રાજા આવો જ હોય: અમારા સામંતો આવા જ હોય: અમારો વણિક આવો જ હોય: એમ શ્રી કનૈયાલાલ મુનશીનો શબ્દ વાપરીએ તો, ગુજરાતીઓમાં અસ્મિતા આણી. ગુજરાત પણ કાંઇક છે: કાંઇક

શું ગુજરાત એક અને અદ્વિતીય છે એવી અહંવૃત્તિ નહિ, પણ સમજણપૂર્વકની ઉદાત્ત વૃત્તિ, ગુજરાતીઓને આપનાર પહેલા મહાન ગુજરાતી તરીકે હેમચંદ્રાચાર્ય હંમેશાં યાદ રહેશે.

ગુજરાતનો સુવર્ણયુગ તે સોલંકી યુગ. એ સુવર્ણ-યુગમાં જડાયેલાં બે મહામૂલ્યવાન રત્નો તે સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાલ. એ બન્ને રત્નોને હીરાની જેમ પહેલ પાડીને અત્યંત તેજસ્વી અને મૂલ્યવાન બનાવનાર —એક અકિંચન સાત્ત્વિક સાધુ: અને તે હેમચંદ્રાચાર્ય. આ સમગ્ર સંયોજન આર્યસંસ્કૃતિમાં ધબકી રહેલા પ્રાણનું પ્રતીક બની રહે છે. એટલું જ નહિ, કોઈ પણ જમાનાએ ખાસ કરીને હિંદના કોઈ પણ જમાનાએ--નવું કવચ ધારણ કરવું હશે ત્યારે આ ત્રિપુટીની અમરકલા એમને માર્ગદર્શન આપી શકશે: પરાક્રમ—પુરુષાર્થ—અને પવિત્રતા. સિદ્ધરાજ જયસિંહ એ પરાક્રમની—રણોત્સાહની મૂર્તિ છે. પુરુષાર્થની મૂર્તિ કુમારપાલ છે. એ બન્નેને પવિત્રતાની અખંડ મર્યાદા દર્શાવનાર હેમચંદ્રાચાર્ય છે. જ્યાં આ ત્રિપુટી યોગ્ય રીતે બની હશે—ત્યાં વિજય અને સિદ્ધિ હશે.

હિંદના ઇતિહાસની આ વિશિષ્ટતા ધ્યાનમાં રાખવામાં આવે કે, જ્યારે પણ એની પ્રજામાં નવો પ્રાણ પ્રકટે છે ત્યારે એક મંગલમૂર્તિ એ પ્રવૃત્તિ સાથે જોડાયેલી હોય છે.—એ વિશિષ્ટતા દ્વારા આપણી સંસ્કૃતિને અનુરૂપ અને આખા વિશ્વને માર્ગદર્શક એવી ક્રાંતિ શી રીતે થાય એની પણ કાંઇક રૂપરેખા આંકી શકાય. આપણી ઐતિહાસિક

વ્યક્તિઓનો આવી રીતે અભ્યાસ કરવાની પણ જરૂરિયાત ઊભી થઈ છે. આ દૃષ્ટિએ પણ હેમચંદ્રાચાર્યનું કાર્ય બહુમૂલ્ય જણાશે.

હેમચંદ્રાચાર્યના જીવનનું ખરું મૂલ્યાંકન કરવા માટે તો એના કવનના મહાસાગરમાં દૃષ્ટિ કરવી પડે તેવું છે. આવા સાધુઓ જાતવિલોપનને એટલું મહત્ત્વ આપતા કે પોતાના વિષે કાંઈ પણ ન કહેવાનો ધર્મ એ એમને મન શાસ્ત્રાજ્ઞા હતી. પરંતુ પોતા વિષે એવી રીતે કાંઇ ન કહેવાથી જ એમણે ઘણું કહી નાખેલું હોય છે. એમણે કીર્તિ, કનક અને કામ–પ્રરિત કોઈ કામ કર્યું નથી; એમણે ફલેચ્છાથી કોઇ કાર્યનો આરંભ કર્યો નથી; ગીતામાં કહેલ ભક્તના જેવી એ અવસ્થા છે. અને કર્મફલનો ત્યાગ એ ચારિત્રનું નિયામક બળ છે. **अनपेक्षः शुचिर्दक्षः उदासीनो गतव्यथः** એ એમના જીવનનું મધ્યવર્તી સામર્થ્ય રહ્યું છે. વનરાજ ચાવડાથી ગુજરાતનો જે ઉત્કર્ષ શરૂ થયેલો, તે મૂલરાજ, ભીમદેવ, સિદ્ધરાજ અને કુમારપાલના જમાનામાં ટોચે પહોંચે છે. વનરાજ—અને તેની પછીના પાટણના દરેક રાજાને દોરનાર એક અકિંચન નિઃસ્પૃહ સાધુ ઇતિહાસમાં ઘણુંખરું દેખાય છે: કુમારપાલ પછીથી સોલંકીયુગની કીર્તિ ઝાંખી પડે છે: અને હિંદના સર્વભક્ષી વિનિપાતમાં ગુજરાત પણ આવી જાય છે. હેમચંદ્રાચાર્ય ગુજરાતમાંથી વિદાય લે છે—અને એની સાથે જ ગુજરાતની સંસ્કારોન્નતિ જાણે સમાપ્તિ પામે છે.

પરંતુ હેમચંદ્રાચાર્યે પોતાની કલ્પનાથી સરજેલું એક

મહાન ગુજરાત હમેશને માટે 'દ્વયાશ્રય'માં સચવાયેલું છે. 'દ્વયાશ્રય'નું ઐતિહાસિક મૂલ્ય રા. દુર્ગાશંકર શાસ્ત્રી ઘણું ઓછું આંકે છે: એમાં આપેલી કેટલીક હકીકતો અર્ધસત્ય હોય એમ એમને લાગે છે: અને એ બનવાજોગ છે. પરંતુ એ અર્ધસત્ય હોય તો પણ એનું મૂલ્ય ઓછું નથી, એટલા માટે કે, જે કામ ઇતિહાસ કરત—પ્રજાનો ઉત્કર્ષ સાધવાનું તે કામ એ કરે છે. કેટલાક માને છે કે ઐતિહાસિક સત્યો એ નક્કર હકીકતોથી ભરપૂર વસ્તુઓ જ હોવી જોઇએ: ખરી રીતે તો ઐતિહાસિક સત્યો એ ઇતિહાસકારની પોતાની પ્રતિભા અને એ યુગ અને વ્યક્તિઓને સમજવાની એની દૃષ્ટિ, એમાંથી ઉત્પન્ન થતી કાલ્પનિક વસ્તુઓ છે. કલ્પના વિનાનો ઇતિહાસ, એ એક લેખક સુંદર રીતે કહે છે તેમ, પ્રાણ વિનાના દેહ જેવો છે. આપણે કલ્પનાથી વધુપડતા સાવચેત રહેવાની વૃત્તિવાળા થતા જઇએ છીએ; પણ ખરી રીતે જે કવન ને જીવન વચ્ચે સંબંધ નથી, એવા કવનથી ડરવાનું હોય છે. હેમચંદ્રાચાર્ય પાટણને વર્ણવતાં 'प्राङ्ग शौय-वृत्तौ' એમ કહે એટલામાં જ આપણે, કવિની કલ્પના, કવિની કલ્પના—ઇતિહાસ નહિ, ઇતિહાસ નહિ, એમ ધ્રૂજી ઊઠીએ એ વસ્તુ તો આપણું પોતાનું કલ્પનાદારિદ્ર્ય દર્શાવે છે: હેમચંદ્રાચાર્યનું પાટણનું એ દર્શન, એ એ જમાના માટે અતિશયોક્તિભર્યું લાગે એવી ઐતિહાસિક માહિતીઓ આપણી પાસે હોય તો પણ, પાટણનગરી વિષેનું હેમચંદ્રા-ચાર્યનું એ એક સ્વપ્ન છે. એ મનોરમ સ્વપ્ન છે. એ સત્ય થવાની શક્યતાઓ પ્રજાજીવનમાં પડેલી છે. માટે એવા કાવ્યપ્રકારથી ધ્રૂજવાની જરૂર નથી. 'Beware of a poetry

of effect, that does not issue from your naked achievement !' પણ 'દ્વ્યાશ્રય' પૂરતી હેમચંદ્રાચાર્યની ખરી મહત્તા તો આ ગણવી જોઈએ કે એ કાવ્યમાં એણે જે જોયું છે એટલું જ આપ્યું નથી: એ Reality–જડવાદના પૂજારી નથી. પ્રજાજીવનમાં રહેલા ચૈતન્યનો સ્ફુલિંગ એ પણ એમના કાવ્યનો વિષય છે. એમને માટે Reality is a beast: Reality is a murderer. એ આવા સ્વપ્નદ્રષ્ટા હોવાથી જ પોતાની પછીના યુગમાં પણ જીવી શક્યા છે.

કેટલાકની એક બીજી દલીલ છે કે હેમચંદ્રાચાર્યે પોતાનું કહેવાય એવું ઘણું ઓછું આપ્યું છે. પ્રતિભાસંપન્ન એટલે જેને originality—અપૂર્વતા વરી હોય એ જ, એવો સંકુચિત અર્થ લઇએ તો આ દલીલમાં કેટલુંક સત્ય લાગે. પણ હેમચંદ્રાચાર્ય મુખ્યત્વે સાધુ—અને નહિ કે સાહિત્યકાર હતા; એમનો પ્રધાનધર્મ સાધુનો હતો. સાહિત્યસેવા એમનો ગૌણધર્મ હતો. સાધુની દૃષ્ટિએ લોકસંગ્રહ એ એમને માટે મહત્ત્વની વસ્તુ હતી: કવિની કીર્તિ એ એમને માટે ફોતરાં હતાં. એટલે એમણે પોતાના સાહિત્યક્ષેત્રની એ રીતે જ પસંદગી કરી છે. એમણે જે સઘળું નાશ પામવાનું હતું તે સંગ્રહી લીધું. લોકકંઠમાં હતું તે પુસ્તકમાં મૂક્યું. પુસ્તકમાં હતું તે વ્યવસ્થિત કર્યું. વેરણછેરણ હતું તે એક ઠેકાણું આણ્યું. ન હતું તે નવું સરજ્યું. જૂનું હતું તે નવું કર્યું. એ સઘળામાં લોકસંગ્રહ —એ એક જ દૃષ્ટિ સોંસરવી કામ કરી રહી છે. એમને કોઈ કવિ ન ગણે—કાંઇ ફિકર નહિ. એ અપૂર્વ લેખક નથી: કાંઇ વાંધો નહિ: એમણે પોતાનું કહેવાય એવું થોડું આપ્યું

છેઃ અશક્તિથી નહિ, દૃષ્ટિફેરથી; અને એમને માટે વધારે મહત્ત્વનું બીજું કામ રાહ જોતું હતું માટે.

એમની પાસે કદાચ આ એક કોયડો રજૂ થયો હશેઃ 'કાવ્યો કરું, કવિ બનું, કીર્તિને વરું, કે લોકસંગ્રહ માટે સઘળી એવી શક્તિઓનો પણ ભોગ આપું?'

હેમચંદ્રાચાર્યની જીવનસિદ્ધિના ચાર પ્રકાર છેઃ એ વિદ્વાન સાહિત્યકાર છે; સંસ્કારનિર્માતા સાધુ છે, સમયધર્મી રાજનીતિજ્ઞ છે; અને સૌથી વિશેષ એ આધ્યાત્મિકપંથના મહાન મુસાફર છે. જીવનની એ ચારે સિદ્ધિની આસપાસ એમની જીવનગાથા વણાયેલી છે; એમની કવનરીતિ પણ લગભગ આ સિદ્ધિના પંથ પ્રમાણે જ વહી છે; એમની કૃતિઓને પણ આ ચાર વિભાગમાં વહેંચી શકાય તેમ છે. એમના જીવનનું મૂલ્યાંકન પણ, સાહિત્યકાર, સાધુ, સચીવ, અને સંયમી તરીકે થઈ શકે. એમની સર્વતોમુખી પ્રતિભાનું આ ફળ છે કે એમણે જે સાહિત્ય આપ્યું એ ચિરંજીવ તત્ત્વો ધારણ કરનારું; એમણે આપેલા સંસ્કાર ગુજરાતની પ્રજાને ટકાવનારા; એમની રાજનીતિ રાષ્ટ્રને માત્ર મહાન નહિ, પણ પવિત્ર રીતે મહાન થવાની પ્રેરણા દેનારી; એમનો સંયમધર્મઃ હરેક યુગને ધર્મસહિષ્ણુતા દર્શાવનાર; એમની આધ્યાત્મિક વૃત્તિ—માનવશક્તિને અજેય બની રહેવાનો ગુરુમંત્ર આપનારી.

ગુજરાતની આજની સંસ્કૃતિમાં હેમચંદ્રાચાર્યે એકલાએ આપેલો આ ફાળો જેવોતેવો નથી. બીજી પણ એક વસ્તુ આ પ્રતિભા વિષેની ચર્ચા કરતાં નજર સમક્ષ રહેવી ઘટેઃ માત્ર સૌન્દર્યદર્શન એ જ પ્રતિભાનું એક કામ નથી.

પ્રણાલિકા એવી થઈ ગઈ છે કે સૌન્દર્યદર્શન એ જ જાણે કે પ્રતિભાશાળી માટેનો એકનો એક માપદંડ હોય. અને પ્રતિભા એટલે કાવ્યત્વ: નાટકરચના: વગેરે. પણ સૌન્દર્ય-દર્શન ઉપરાંત માનવને બીજી પણ બે બળવાન શક્તિ મળેલી હોય છે. એમાંની એક શક્તિ શુદ્ધ જ્ઞાનને શોધનારી છે; અને બીજી જેને નૈતિક શુદ્ધિ કહીએ એ માટે આગ્રહી હોય છે. એમાંથી કોઈ પણ એક શક્તિવાળો, બીજી શક્તિ ઓછી ધરાવતો હોય એ સંભવિત છે : પણ એથી બીજી શક્તિઓનું મૂલ્યાંકન ઓછું આંકવું એ બરાબર નથી.*

એ દૃષ્ટિએ જોતાં હેમચંદ્રાચાર્યની પ્રતિભા એ ઘણી સાત્વિક ને સત્ત્વશાલી પ્રતિભા છે: એમણે सत्यम् અને शिवम्‌ને જીવનધ્યેય બનાવ્યાં છે: सुंदरम् એમને માટે ગૌણ હતું.

હેમચંદ્રાચાર્યના જે ×વિનોદો આપણી પાસે નોંધાયેલા

* The aesthetic faculty is only one of the three great disinterested instincts, which deliver the mind from the tyrannies of sense and selfishness. The other two are the pure love of knowledge, which animates the man of science, the scholar, and the philosopher; and the ideal of moral goodness and purity which in its highest form, determines the character of the saint... but there is always some risk that those whe have specialized in the quest of the Good or the Beautiful or the True, may be tempted to undervalue the contribution made by the two others. Science must recognize that it cannot convert man to a higher life alone : Religion and Art are necessary allies. [ W. R. Inge : 'More lay thoughts of a Dean'.

× એવા એકબે વિનોદ આ રહ્યા :

છે તેમાંથી પણ એમના ચારિત્ર વિષે પ્રકાશ મળે છે. એમની આવી હાજરજવાબી એ કેવળ પ્રત્યુત્પન્ન મતિનું પરિણામ

---

કપર્દી મંત્રીએ એક વખત આચાર્યને પ્રણામ કરતાં હાથની મૂઠી વળેલી જોઈ આચાર્યે પૂછ્યું : 'હાથમાં શું છે?' 'હરડઈ', કપર્દીએ જવાબ આપ્યો. હ અને રડઈ એમ બે ભાગ હોય તેમ આચાર્યે કહ્યું : 'ह रडइ=શું 'હ' હજી પણ રડે છે?' કપર્દીએ વિનોદ સમજીને ઉત્તર વાળ્યો : 'ના, ના, પ્રભુ! હવે તો શું રડે?' 'હ' એ છેલ્લો વ્યંજન છે માટે પોતાના નશીબને રડતો હતો. હવે એ હેમ-ચંદ્રાચાર્યના નામમાં આવવાથી ધન્ય થઈ રડતો નથી. એ ભાવાર્થ છે.

વિરોધીનો પણ ક્રોધ ઠારી નાખનારો હેમચંદ્રાચાર્યનો આ એક બીજો વિનોદ વધારે નોંધપાત્ર છે. એક વખત કોઈ દ્વેષીજને, સામાન્ય વિવેક ભૂલી, હેમચંદ્રાચાર્યનો નિંદાત્મક શ્લોક કહ્યો. 'પ્રબંધચિંતા-મણિમાં વામરાશિપ્રબંધ નામે એ પ્રસંગ પ્રસિદ્ધ થયો છે. શ્લોકના ત્રણ ચરણમાં હેમચંદ્રાચાર્યની નિંદા કરી ચોથા ચરણમાં 'सोऽयं हेमडसेवडः पिलपिलत्खल्लिः समागच्छति-એવો આ હેમડ નામનો સેવડ [જૈન ગોરજી] આવે છે' એમ સમાપ્તિ કરી. કોઈ પણ માણસને ક્રોધથી પ્રજ્વલિત કરી મૂકે એવી આ નિંદા સાંભળી આચાર્યના પાતળા નાના સુંદર ઓઠમાં જરાક સ્મિત આવ્યું. પ્રતિસ્પર્ધી હમણાં પોતાના પ્રહારે રાતોપીળો થઈ જશે એવી પ્રાકૃતજનસ્વભાવસુલભ ઇચ્છા રાખનાર વામરાશિ ભોંઠો પડી ગયો. આચાર્યે કિંચિત્ હસીને કહ્યું : 'ઉતાવળમાં તમે વ્યાકરણની એક ભૂલ કરી બેઠા છો, પંડિતજી! વિશેષણ પહેલું મૂકવું જોઈએ એ નિયમ પણ યાદ નથી કે શું? हेमड सेवड એમ નહિ પણ 'સેવડ હેમડ' એમ જોઈએ!

શાંત મુખમુદ્રા અને એવું જ શાંત મન—કારણ કે તે વિના આટલા નિંદાત્મક વચનને અંતે—વ્યાકરણની ભૂલ શોધી કાઢનારી સ્થિરતા સંભવે નહિ—એ બન્ને દશ્યો આટલા નાના વિનોદમાંથી પણ વાંચનાર જોઈ શકે તેમ છે.

નથી: પણ સ્વભાવમાં આવેલી અપાર શાંતિનું પરિણામ છે. આ અપાર શાંતિ—પ્રસન્ન સ્વભાવ—એ હેમચંદ્રાચાર્યનું સૌથી સમર્થ અને અમોઘ શસ્ત્ર છે. વાણીમાં—અને વિચારમાં પણ સ્થાપેલી અહિંસાનું એ સહજ પરિણામ છે.

ભગવાન હેમચંદ્રાચાર્યનું +કલિકાલસર્વજ્ઞ બિરુદ—મુનિશ્રી પુણ્યવિજયજી યોગ્ય રીતે કહે છે તેમ, તેમના અદ્વિતીય ગુણોને આભારી છે. માનવના ઇતિહાસમાં આવી વિભૂતિઓ કોઈક વખત જ આવે છે: આવે છે ત્યારે એ સમયને ફેરવી નાખે છે: નવાં મૂલ્યાંકનો સ્થાપે છે: નવું જીવન રચે છે:

* આ કલિકાલસર્વજ્ઞનો અર્થ આમ કે માણસને સુખ કે દુઃખ ત્યારે જ અસર કરે છે જ્યારે એના પૂર્વાપરના સંબંધનો એને ખ્યાલ હોતો નથી : એ ખ્યાલ આવે તો સુખ કે દુઃખ કાંઈ જ ન રહે. મારા ઉપર પડનારા દુઃખ વિષે હું જાણું તો એ દુઃખ, દુઃખ નથી રહેતું. કારણ કે એ પરિણામ અમુક કારણનો સ્વાભાવિક વિપાક બની રહે છે: અને જે કોઈ એવા કારણનો કર્તા થાય તે એવા પરિણામનો અવશ્યંભાવી ભોક્તા પણ બને. અત્યારનું અત્યંત સ્થૂલ ઉદાહરણ લઈએ તો—એરસ્કીથે—૧૯૧૮ ની સંધિમાં આજની ભયંકર લડાઇનાં બીજ જોયાં હતાં તે. એ રીતે કલિકાલસર્વજ્ઞ સુખ-દુઃખની પાંખને જીવનમાં ઉપયોગી અને આનિવાર્ય ગણે છે.

Joy & woe are woven fine,
A clothing for the soul divine;
Under every grief and pine,
Runs a joy with silken twine.
It is right, it should be so;
Man was made, for joy & woe;
And when this we rightly know,
Safely through the world we go.

Blake.

નવી શક્તિ જન્માવે છે: નવી દૃષ્ટિ આપે છે. હેમચંદ્રાચાર્યે લોકજીવનમાં આ સઘળું આપેલું છે. એટલા માટે એને આચાર્ય કહેવા—મહાવૈયાકરણી ગણવા, મહાકવિ માનવા, મહાસમર્થ પંડિત સમજવા, મહામુનિ માનવા—એ સઘળા કરતાં એક જ મહાન વિશેષણ 'કલિકાલસર્વજ્ઞ'થી એમને ઓળખવા એ વધારે યોગ્ય છે.

શ્રી. કનૈયાલાલ મુનશીએ એમની પ્રતિભાને માન આપતાં યોગ્ય રીતે કહ્યું છે કે 'એ બાલસાધુએ સિદ્ધરાજ જયસિંહના જવલંત યુગનાં આંદોલનો ઝીલ્યાં. કુમારપાલના મિત્ર ને પ્રેરકની પદવી પ્રાપ્ત કરી. ગુજરાતના સાહિત્યનો નવયુગ સ્થાપ્યો. એમણે જે સાહિત્યપ્રણાલિકાઓ સ્થાપી, જે ઐતિહાસિક દૃષ્ટિ કેળવી, એકતાનું ભાન સરજાવી જે ગુજરાતી અસ્મિતાનો પાયો નાખ્યો, તેના પર આજે અગાધ આશાના અધિકારી એવા એક અને અવિયોજ્ય ગુજરાતનું મંદિર રચાયું છે.'*

---

આત્માનું અણમોલું વસ્ત્ર, આનંદ અને શોકના તાણાવાણામાંથી વણાય છે. હરેક શોક અને વેદનાના અંતરમાં એક આનંદરેખા સુપ્ત પડેલી છે. માણસ, આનંદ અને શોકનો વારસો મેળવે એમાં જ એનું શ્રેય છે. આ જે સમજે તે જગતને તરે.

* શ્રી. કનૈયાલાલ મુનશીએ મંજરીની કાલ્પનિક મૂર્તિ પાસે હેમચંદ્રાચાર્યને અસ્વસ્થ થતા બતાવ્યા છે; એ વસ્તુસ્થિતિથી કેટલાકના સાંપ્રદાયિક માનસને ધક્કો પણ લાગ્યો હશે. કલાકાર તરીકે શ્રી. મુનશીએ લીધેલી એ છૂટમાં સાચો ધ્વનિ આ પ્રમાણે છે. માણસ મહાન જન્મતો નથી: મહાન થાય છે. તિલક મહારાજને ગણિત ઉપર અગાધ પ્રેમ હતો. દેશે એ પ્રેમનો ભોગ માગ્યો. અને એમણે પોતાનો કલ્પનાનો આનંદ જતો કર્યો. જુવાન હેમચંદ્રાચાર્ય કલ્પના-

એક ઘડીભર કલ્પના કરીએ તો હેમચંદ્રાચાર્યની ગૌર, કાંચનવર્ણી, ઊંચી, પડછંદ, પાતળી દેહ આપણી નજરે ચડે છે: પ્રાકૃત 'દ્વયાશ્રય'માં વર્ણન કરેલ પાટણની એમની કલ્પના-મૂર્તિ એટલી વૈભવશાળી, સુંદર ને મનોરમ છે, કે જાણે એ વૈભવ, અને મનોહર કાંતિ, અને એ પ્રતાપ ને પ્રભાવ એમની વાણીમાં એમનો પોતાનો જ દેહ વર્ણવતાં હોય! તપેલા સુવર્ણ જેવી કાંતિ,*ચહેરા ઉપર આવી રહેલી પ્રેમભાવનાની મૃદુતા, શ્રમસાધના અને સંયમથી બનાવેલું દુર્જેય પૌરુષ શરીર, વિચારની સ્પષ્ટ સરણીથી નાકની મનોહર દાંડીમાં આવેલી ગરુડના જેવી રમણીયતા, ભવ્ય આકર્ષક પ્રતિભા-

---

પ્રદેશમાં રાચનાર સુંદર કવિ પણ કોઈ વખત હશે; ત્રિષષ્ટિશલાકામાં એમણે વર્ણવેલી 'કલ્પનાની સુંદરીઓ' એમને કાવ્યરસ તરફ આકર્ષતી હશે; અને એમનો નિત્યજાગ્રત સંયમ એમને અત્યંત ઉદ્યોગ વડે સિદ્ધ થાય એવા શાસ્ત્રીય જીવન તરફ દોરતો હશે. એ પ્રયત્ન વડે હેમચંદ્રાચાર્ય મહાન થયા છે—એ સિદ્ધ કરવું હોય તો એમના જીવનમાં એક મંજરી આણવી જ જોઈએ. એવી રીતે કલાકારનો ધ્વનિ સમજ્યા વિના હરેક સંપ્રદાય પોતાની અંધશક્તિને આગળ ધર્યા કરે તો પરિણામે એ સંપ્રદાયના સાહિત્ય પ્રત્યેની અભ્યાસવૃત્તિ નાશ પામે. હેમચંદ્રાચાર્યને મંજરીએ આકર્ષ્યા એમાં મંજરી મહાન હતી: કારણ કે એ કાલ્પનિક હતી. અને કલ્પના, હોય એના કરતાં ઘણું વધારે સામર્થ્ય દર્શાવી શકે છે; પણ હેમચંદ્રાચાર્ય તો વધારે મહાન હતા; કારણ કે કલ્પનાની એવી અનેક મંજરીઓ તજવાનું એમનામાં સામર્થ્ય હતું. પણ પ્રલોભન તજ્યું હતું. માટે જીવનમાં પ્રલોભન આવ્યું જ ન હતું—એ દલીલ તો અનૈતિહાસિક અને તત્ત્વદર્શનની પણ વિરુદ્ધ છે.

* સોમપ્રભકૃત 'કુમારપાલ-પ્રતિબોધ' ગાથા ૨૦-૨૧.

સંપન્ન, દેખાવ,× શરીરશુદ્ધિ, વિચારશુદ્ધિ, માનસશુદ્ધિ, ત્રણે પ્રકારની શુદ્ધિથી નેત્રોમાં બેઠેલું અકારણ નૈસર્ગિક મનોહર આછું સ્મિત, યોગીના જેવી નિઃસ્પૃહણીય મનોદશા, અને છતાં માત્ર સાદી વિનોદવાણીથી પણ લોકના દિલને જીતનારી મધુર પ્રસન્ન ભારતી—હેમચંદ્રાચાર્યની કલ્પના કરો અને એનો દેહ પાટણના ખંડેરોમાંથી ખડો થાય છે.

પાટણનાં મહાલયો, મહાસરોવરો, મહામંત્રીઓ, મહાન સ્ત્રીઓ, મહાજનો અને મહાન રાજાઓ સાથે જ્યારે આ મહાન પુરુષ ઊભો રહેતો હશે, ત્યારે એના ઊંચા કદાવર, પડછંદ, સીધા, સશક્ત, સંયમી શરીરથી, જાણે પાટણને નિહાળતો કોઈ મહાન અજેય આત્મા ઊભો હોય—જાણે કે સૌને કહી રહ્યો હોય કે, જ્યારે આ મંદિરો નહિ હોય, મહાલયો નહિ હોય—કોઈ નહિ હોય—ત્યારે—ત્યારે પણ તમે ફિકર કરતા નહિ, તમારી વતી હું તમારો આત્મા—આંહીં જ હોઇશ: ગુજરાતીઓને તમે કેવા મહાન હતા એ કહીશ; ગુજરાતીઓ કેવા મહાન થઈ શકે એ કહીશ; એ મહત્તાનું ગાન ગાવા મેં 'વીરતા, સામર્થ્ય, સંસ્કાર અને સંયમ' એ ગાન ગાતી કૃતિઓ ચારે દિશાઓમાં વહેતી મૂકી છે; ગુજરાતીઓ એના શબ્દો સાંભળશે, એમાં રાચશે, એને અપનાવશે, અને પોતાને ઘડશે. તમે ગુજરાતમાં ફરી જીવશો.'

સૂર્યોદય સમયે સરસ્વતી નદીકિનારે ઊભેલી એક મહાન શક્તિ, પોતાના પ્રકાશથી—તેજથી આખા ગુજરાતને છાઈ દેતી કલ્પો, અને તમને હેમચંદ્રાચાર્ય દેખાશે.

---

× સિદ્ધરાજને એમના દેખાવે આકર્ષ્યા હતા એ વસ્તુ ધ્યાનમાં રાખવી જોઇએ.

# પરિશિષ્ટ

क्लृप्तं व्याकरणं नवं विरचितं छंदो नवं द्व्याश्रया-
ऽलंकारौ प्रथितौ नवौ प्रकटितं श्रीयोगशास्त्रं नवम् ।
तर्कः संजनितो नवो जिनवरादीनां चरित्रं नवम्
बद्धं येन न केन केन विधिना मोहः कृतो दूरतः ॥

'નવું વ્યાકરણ, નવું છંદશાસ્ત્ર, દ્વયાશ્રય મહાકાવ્ય, અલંકારશાસ્ત્ર, યોગશાસ્ત્ર, પ્રમાણશાસ્ત્ર, જિનચરિત્રો—આ સઘળું જેમણે રચ્યું તે હેમચંદ્રાચાર્યે લોકનો મોહ કઇ કઇ રીતે દૂર નથી કર્યો?' સોમપ્રભસૂરિએ ઉપરના શ્લોકમાં હેમચંદ્રાચાર્યની આ રીતે સાહિત્યસમીક્ષા કરી છે. પોતાના સમયનું સાહિત્યનું એક પણ અંગ આચાર્યે વણખેડયું રાખ્યું નથી. એવી અગાધ વિદ્વત્તા છતાં એમનામાં જે વિનમ્રતા હતી–અને સર્વજનને પ્રિય થઈ શકવાની અલૌકિક ચારિત્રશુદ્ધિ હતી, એને લીધે હેમચંદ્રાચાર્ય સમગ્ર જનવર્તી સંસ્કારના નિર્માતા થઇ શકયા. ગુજરાતના આજના સંસ્કારો, વિનમ્રતા, આતિથ્યસત્કાર, અહિંસા, વિવેક, વચન-

પાલન, વ્યવહારશુદ્ધિ, વ્યાપારસાહસ, દયાલુવૃત્તિ, અપ્રાંતીયતા —આખા હિંદને મુકાબલે ગુજરાતનું આ જે ગુજરાતીપણું.— એ ગુજરાતીપણું ચૌલુક્યવંશના રાજાઓના વખતમાં નિર્માણ થયું છે. અને એ સંસ્કારનિર્માણમાં હેમચંદ્રાચાર્યની વિભૂતિનો ઘણો મોટો ફાળો છે 'મોહઃ કૃતો દૂરતઃ'એ સોમપ્રભના વાક્યમાં લેશ પણ અતિશયોક્તિ નહિ લાગે. હેમચંદ્રાચાર્યે એ પ્રમાણે ગુજરાતના સંસ્કારનું નિર્માણ કર્યું એમાં એમની વિશાળ—સાંપ્રદાયિક અંધશ્રદ્ધાથી પર—એવી દૃષ્ટિ કારણરૂપ છે. એમણે ગુજરાત માટે જન્માવેલું એ અભિમાન (સારા અર્થમાં) બીજા પણ ઘણા જૈનમુનિઓએ પોતપોતાની કૃતિઓમાં દર્શાવ્યું છે.× મુનિશ્રી પુણ્યવિજયજીએ એમને યોગ્ય રીતે 'સ્યાદ્વાદવિજ્ઞાનમૂર્તિ' કહ્યા છે. આ સ્યાદ્વાદ એ જ હેમચંદ્રાચાર્યનું નિયામક બળ છે. લોકસંસ્કારનું શાંત કામ જીવનભર કર્યા કરવાની મહત્તા પણ એ વાદનું જ પરિણામ છે.* વીતરાગસ્તુતિમાં 'બુદ્ધં વા

× उत्तालतालं करतालिकाभिः सृजन्ति गीतिरिह शालिगोप्यः।
श्रिया समग्रात् विषयान्विजित्य कीर्तिः स्थितानामिह गूर्जराणाम् ॥

દેવવિમલગણિકૃત 'હીરસૌભાગ્યમ્'માં આવેલ ગુર્જરનારીઓ વિષેનો આ ઉલ્લેખ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. ખેતરનું રક્ષણ કરતી સ્ત્રીઓ રાસડા લે છે–પણ એ રાસડામાં અનેક દેશોમાં વિજય મેળવનાર ગુજરાતીઓની યશગાથા વર્ણેલી છે. સાહિત્ય અને પ્રજાજીવન એક બીજાને કેટલાં ઉપકારક છે એનું આ સુંદર ઉદહરણ છે.

*'કુમારપાલપ્રબંધ'માં દેવતાએ હેમચંદ્રને વિનંતિ કરી કે તમે ગુજરાત મૂકીને બીજે જશો નહિ–આમાં સત્ય ગમે તે હોય–પણ ગુજરાતની

વર્ધમાનં શતદલનિલયં કેશવં વા શિવં વા' એ હેમચંદ્રાચાર્યના વચનમાં પણ એ જ દૃષ્ટિની વિશાળતા દેખાઈ આવે છે. 'કાવ્યાનુશાસન'ના મંગલાચરણમાં કહેલી 'અકૃત્રિમ સ્વાદુ' અને 'પરમાર્થ' કહેનારી વાણીની ઉપાસના એ એમનું જીવનધ્યેય હતું. લોકસંસ્કારનું કામ પોતાની પછી પણ ચાલ્યા કરે એવી ઇચ્છા હેમચંદ્રાચાર્યની હોય, તો એ ઇચ્છા પાર પાડનારું એક શિષ્યવૃંદ જોઈએ.

જે સંસ્કાર ગુજરાતના જીવનમાં રેડયા એ સંસ્કાર ચિરંજીવ રહે, એવી એમની નૈસર્ગિક રીતે ઇચ્છા હોય. એ ઇચ્છાને પાર ઉતારનારું એક શિષ્યમંડળ પણ એમની આસપાસ હતું. છતાં હેમચંદ્રાચાર્યમાં શિષ્યો કરવાની કે વધારવાની ઓછામાં ઓછી આકાંક્ષા હશે, એ વસ્તુસ્થિતિ તો એમના ઉદ્યોગશીલ સ્વભાવમાંથી જ ફલિત થાય છે. પંડિત બેચરદાસે લખ્યું છે તેમ તેણે શિષ્યો વધારવાની ઇચ્છા કે પ્રવૃત્તિ કરી હોય એવો કોઈ ઉલ્લેખ મળતો નથી. પણ તેમની અગાધ વિદ્વત્તાથી આકર્ષાઈ—'વિદ્યામ્ભોનિધિમન્થમન્દરગિરિઃ શ્રી હેમચન્દ્રો ગુરુઃ' એમ કહી હેમચંદ્રાચાર્યનું શરણ શોધનારની સંખ્યા ઘણી મોટી હશે. તેમાંના કેટલાક પાછળથી પ્રસિદ્ધિ પણ પામ્યા છે. શ્રી. ભોગીલાલ સાંડેસરાએ આ વિષે 'હેમચન્દ્રાચાર્યનું શિષ્યમંડળ' એવી એક પત્રિકા બહાર પાડી છે. એ પત્રિકાનો મુખ્યત્વે ઉપયોગ

---

સંસ્કારિતાને ઘડવાનો આચાર્યનો દૃઢ સંકલ્પ એમાંથી દેખાઈ આવે છે. આ દૃષ્ટિએ ગુજરાતને માટે જ જીવન અર્પણ કરવાનો મહાન સંકલ્પ સેવનાર એ પહેલા મહાન ગુજરાતી ગણાય.

કરીને આ શિષ્યમંડળની ધ્યાનમાં લેવાજોગ વ્યક્તિઓ વિષે નીચેની હકીકત તારવી છે. રામચન્દ્ર, ગુણચન્દ્ર અને બાલચન્દ્ર એ ત્રણનાં નામ આચાર્ય સંબંધી ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. એ ઉપરાંત મહેન્દ્રસૂરિ, વર્ધમાનગણિ, દેવચન્દ્ર, ઉદયચન્દ્ર, અને યશશ્ચન્દ્ર એમનાં નામ પણ જુદીજુદી કૃતિઓમાં જોવામાં આવે છે. આ શિષ્યમંડળમાં સૌથી પ્રસિદ્ધ તો રામચન્દ્ર છે. એનામાં કવિની પ્રતિભા અને સાધુનું તેજ છે. કુમારપાલને થયેલો શોક રામચંદ્રે શમાવ્યો હતો. રામચન્દ્રમાં નાટકો લખવાની—અને તે પણ સુંદર નાટકો લખવાની શક્તિ છે. જે કામ હેમચંદ્રાચાર્યે કર્યું-પોતાના જમાનાના ઉપલબ્ધ સાહિત્યમાંથી દોહન કરવાનું—તે કામ રામચંદ્રે પણ ચાલુ રાખ્યું. એનું 'નાટયદર્પણ' એ દૃષ્ટિએ ઘણું મહત્ત્વનું ગણાય. શ્રી. સાંડેસરા એમની પ્રશંસા કરતાં યોગ્ય રીતે કહે છે કે, 'પૂર્વકાલીન પરંપરાઓમાં જકડાયેલા યુગમાં વ્યવહારુ સત્યો પર ઘડાયેલાં વિધાનોને પાંડિત્યના ક્ષેત્રમાં છૂટાં મૂકવાનું સાહસ કરવું એ કંઈ સામાન્ય વાત નહોતી.' રામચંદ્રે રસને સુખાત્મક અને દુઃખાત્મક એવા બે પ્રકારમાં વિભક્ત કરેલ છે. રામચંદ્રની આ કૃતિની મૌલિકતા જેટલી પ્રશંસનીય છે તેટલી જ અગત્યની એમાં સચવાયેલી ઐતિહાસિક માહિતીઓ પણ છે. રામચંદ્રનું એક બિરુદ – 'પ્રબન્ધશતકર્તૃ' ઉપરથી અનુમાન કરવાનું મન થાય છે કે તેમણે સો પ્રબંધો લખ્યા હશે. શ્રી. લાલચંદ્ર ગાંધીનો એ મત છે. વધારે સંભવિત તો શ્રી. સાંડેસરાએ નોંધેલો મુનિશ્રી જિનવિજયજીનો મત લાગે છે. 'પ્રબન્ધશત' કોઈ સ્વતંત્ર પુસ્તક જ હોય.

રામચંદ્રની બીજી વિશિષ્ટતા એ છે કે એણે ધાર્મિક કરતાં સામાજિક સાહિત્ય વધુ પ્રમાણમાં આપ્યું છે. આ નાટકો ભજવવા માટે લખાતાં હશે, અને એ દૃષ્ટિએ જોતાં, તે વખતનો સમાજ સમજવા સારુ ઇતિહાસના વિદ્યાર્થી માટે તો રામચન્દ્રનો અભ્યાસ અત્યંત આવશ્યક બને છે. હેમચંદ્રાચાર્યની સર્વતોમુખી પ્રતિભા—કે એના જેવું અદ્વિતીય સ્થાન તો એના આ શિષ્યનું ન જ હોય—પણ હેમચંદ્રાચાર્યના સઘળા શિષ્યોમાં એની શક્તિ માટે માન થયા વિના રહેતું નથી. કેટલેક અંશે ભવભૂતિ જેવું સ્વતંત્ર માનસ ધરાવનાર આ 'કવિકટારમલ્લ'ની આ સુંદર ઉક્તિ તો આજ પણ પ્રશંસા માગી લે છે:

मा स्म भूवं परायत्तः त्रिलोकस्यापि नायकः।

રામચન્દ્ર અને બાલચન્દ્ર એ બન્ને પ્રતિસ્પર્ધીઓ હોય એમ જણાય છે. અને રામચંદ્રનું અજયપાલને હાથે મરણ થયું* એમાં પણ બાલચન્દ્ર કારણરૂપ લાગે છે.

રામચન્દ્ર અને ગુણચન્દ્ર એ બન્નેની શક્તિઓ એક-બીજાની પૂરક હતી. રામચન્દ્ર લૌકિક ને સામાજિક વસ્તુ-ઓનાં ઘડવૈયા હતા. ગુણચન્દ્ર સ્વભાવથી જ ગંભીર અને વિદ્વાન હતા.

મહેન્દ્રસૂરિએ, હેમચંદ્રાચાર્યે આપેલા ચાર કોશને સંભાળ્યા છે: અને એમના ઉપર ટીકાઓ લખી છે.

* હેમચંદ્રાચાર્યે લગભગ સાઠ વર્ષ સુધી રાજનીતિજ્ઞતા દર્શાવી સિદ્ધરાજ કુમારપાલ બન્નેનો જમાનો જાળવી લીધો. એમના શિષ્યનું એ વિષયમાં પડતાં માત્ર ત્રણ વર્ષમાં જ પતન થયું.

દેવચન્દ્રનું 'ચન્દ્રલેખાવિજયપ્રકરણ' નામનું નાટક એક ઐતિહાસિક પરિસ્થિતિનો ઉલ્લેખ કરે છે અને વધારે અભ્યાસ માગે છે. કુમારપાલને રાજ મળ્યા પછીના તુરતના વિગ્રહનો આમાં કેટલેક અંશે ઉપયોગ થયો છે. એટલે રામચન્દ્રની કેટલીક કૃતિઓ—અને આ શિષ્યોમાં જેમણે તે વખતના સમાજ વિષે લખ્યું હોય તેવાની કૃતિઓ—જોવાથી સોલંકી યુગના ઇતિહાસ પરત્વે હજી કેટલોક નવો પ્રકાશ મળવાનો સંભવ ખરો.

હેમચંદ્રાચાર્યની આ શિષ્યમંડળીએ ગુરુના શબ્દદેહને જાળવવાનો પ્રશંસાપાત્ર યત્ન કર્યો છે. અજયપાલના કરતાં કાંઈક વધારે સહિષ્ણુ એવો રાજા કુમારપાલ પછી ગાદીએ આવ્યો હોત અને રામચંદ્ર બાલચંદ્ર કરતાં કાંઈક વધારે વ્યવહારુ એવા રાજનીતિજ્ઞ પંડિતો એને મળ્યા હોત તો હેમચંદ્રાચાર્યે શરૂ કરેલું ગુજરાતનું સંસ્કારીકરણ વધારે સ્થાયી ને વધારે સુંદર રૂપ પકડત.

હેમચંદ્રાચાર્યના છેલ્લા શિષ્ય બાલચન્દ્ર વિષે એટલું કહી શકાય કે રામચંદ્રના અકાલમૃત્યુમાં એ કારણરૂપ હતા. એમનું પાછલું જીવન એમના આગલા જીવનનો નૈસર્ગિક પરિપાક હોય તેમ તે માળવા તરફ ચાલ્યા જાય છે ને પછી ત્યાંથી પાછા ફરતા નથી.

## હેમચંદ્રાચાર્યની મુખ્ય કૃતિઓ

હેમચંદ્રાચાર્યની મુખ્ય કૃતિઓનો અતિ સંક્ષેપમાં પરિચય આપીએ તો પણ તે ઘણો મહત્ત્વનો થઈ પડે તેમ

છે. પણ એવા સંક્ષિપ્ત પરિચય માટે પણ ઘણો વધારે વિસ્તાર જોઈએ. શ્રી મધુસૂદન મોદીએ એવો એક પરિચય તૈયાર કર્યો પણ છે. એટલે આંહીં તો કેવળ માહિતી માટે મુખ્ય કૃતિઓનો નામનિર્દેશ આપવાનું યોગ્ય ગણાય. જેમનું કર્તૃત્વ શંકાસ્પદ ગણી શકાય એવી કૃતિઓને છોડી દઈએ તોપણ એમણે આપેલી કૃતિઓ અનેક વિષયોને ચર્ચનારી—અને અનેક વિષયો ઉપર પ્રકાશ આપનારી છે.

સિદ્ધહેમચન્દ્રશબ્દાનુશાસન—સિદ્ધરાજ જયસિંહની વિજ્ઞપ્તિથી લખાયેલું આ વ્યાકરણ ગુજરાતી ભાષાના અભ્યાસ માટે અત્યંત ઉપયોગી ગણાય છે. હેમચંદ્રાચાર્યની આ મહાન કૃતિ છે. એની આખી રચના એ પોતે સંપ્રદાયથી કેટલા પર હતા તે બતાવનારી છે. એમાં મૂકેલાં ઉદાહરણો સર્વસામાન્ય જીવનમાંથી લીધેલાં છે. 'ગુજરાતનું પ્રધાન વ્યાકરણ' એ પંડિત બેચરદાસે યોજેલો શબ્દ આ વ્યાકરણનું સાચું મૂલ્યાંકન કરાવે છે. પંડિત બેચરદાસે યોગ્ય રીતે કહ્યું છે કે 'પ્રાચીન ભાષાઓના અભ્યાસને માટે કોઈ પણ દેશના વિદ્યાર્થીને ગુજરાતના આ પ્રધાન વ્યાકરણ તરફ જ આવવું પડે તેમ છે. ગુજરાતનું આ ગૌરવ કાંઈ સાધારણ ન કહેવાય.'

અભિધાનચિંતામણિ—નામમાલા—અમરકોશની પેઠે આમાં શબ્દોનો મહાસાગર આપ્યો છે. એકલે હાથે આવો શબ્દસંગ્રહ કરવો એ વસ્તુ આજ પણ આપણું માન મુકાવાને બસ છે.

અનેકાર્થસંગ્રહ—અભિધાનચિંતામણિમાં એક અર્થના અનેક શબ્દો આપ્યા છે. આમાં એક શબ્દના અનેક અર્થો આપ્યા છે. કોશની બાબતમાં હેમચંદ્રને પ્રમાણભૂત તરીકે સારા ટીકાકારોએ પણ ટાંકેલા છે.

દેશીનામમાલા—લોકકંઠમાં ને લોકવ્યવહારમાં રમતા અનેક શબ્દોને આચાર્યે એમાં સંઘરી લીધા છે. એમાંના કેટલાક શબ્દ ઐતિહાસિક દૃષ્ટિએ ઘણા ઉપયોગી છે. આચાર્યે સંગ્રહેલા શબ્દોમાં દ્રાવિડ, અરબ્બી અને ફારસી શબ્દો હોવાના ઉલ્લેખો પણ વૈયાકરણોએ આપ્યા છે. આ ત્રણ શબ્દકોશો ઉપરાંત એક ચોથો શબ્દકોશ નિઘંટુ-શેષ—વૈદકીય શબ્દોનો સંગ્રહ આપે છે.

કાવ્યાનુશાસન—અલંકાર માટેનો આ ગ્રંથ અને એ જ પ્રમાણે છંદોનુશાસન એ છંદઃશાસ્ત્ર વિષેનો ગ્રંથ છે. શ્રી. રસિકલાલ પરીખે સંપાદિત કરીને કાવ્યાનુશાસન બહાર પાડેલ છે.

દ્વયાશ્રય—વીશ સર્ગમાં રચેલું આ મહાકાવ્ય સોલંકી વંશની કીર્તિગાથા જેવું છે. એની રચના 'રઘુવંશ'ને મળતી છે. પણ એમાં કીર્તિગાથા સાથે વ્યાકરણને પણ ગૂંથેલ હોવાથી રચનામાં રસની શિથિલતા આવી ગઈ છે. મૂલરાજ સોલંકીથી શરૂ કરી કુમારપાલ સુધીનો સમય એમાં આપેલો છે. એનું ઐતિહાસિક મૂલ્ય પણ ધ્યાનમાં લેવા જેવું છે.

કુમારપાલચરિત—પ્રાકૃતદ્વયાશ્રય–કુમારપાલના નિત્ય-જીવનનો પરિચય આપતું, આઠ સર્ગમાં રચેલું મહાકાવ્ય.

પ્રાકૃતદ્વયાશ્રય—કુમારપાલચરિત-એમાં કુમારપાલના નિત્ય જીવનનો અને ધાર્મિક વિકાસક્રમનો ઇતિહાસ આપેલો છે. ઐતિહાસિક દૃષ્ટિએ એ પણ મૂલ્યવાન ગણાય. સિદ્ધહેમના છેલ્લા અધ્યાયનાં—પ્રાકૃત વ્યાકરણનાં ઉદાહરણો આપી વ્યાકરણની દૃષ્ટિએ પણ એને ઉપયોગી બનાવેલ છે.

યોગશાસ્ત્ર—આ પુસ્તકનું ખરું મૂલ્યાંકન એ છે કે એમાં હેમચંદ્રાચાર્યે પોતાના સ્વાનુભવથી મનને સમજવાનો અને બીજાને માટે એ સમજવાની ક્રિયાપ્રક્રિયાનો ઉલ્લેખ કર્યો છે; મન એ પણ એક અભ્યાસનો વિષય છે—એનું વિજ્ઞાન છે—એના અભ્યાસના નિયમો છે—એ સમજી શકાય એવી સાદી શૈલીમાં આપેલું છે. કુમારપાલ માટે ખાસ લખેલા આ પુસ્તકની એ વિશિષ્ટતા છે કે, એમાં સામાન્ય વ્યવહારુ જનને નિત્યજીવનમાં ઉપયોગી થઇ શકે એ રીતે યોગના સિદ્ધાંતોનું વિવરણ છે. એનું ગુજરાતી રૂપાંતર રા. ગોપાલદાસ જીવાભાઇએ બહાર પાડેલું છે.

ત્રિષષ્ટિશલાકા પુરુષચરિત્ર—હેમચંદ્રાચાર્યનું સરળ કવિત્વ અને કલ્પના અહીં જેવાં ખીલ્યાં છે એવાં બીજા કોઈ ગ્રંથમાં ખીલ્યાં નથી. એમના મૃદુ સરળ કવિત્વના પ્રતિનિધિ સમાન એ ગ્રંથ છે. આ ગ્રંથમાં તીર્થંકર, વાસુદેવ, પ્રતિવાસુદેવ વગેરે મળી ત્રેસઠ મહાપુરુષોનાં જીવનચરિત્રો છે. અનેક આખ્યાનોનો એ મહાસાગર છે. ભવિષ્યકથનની પેઠે કુમારપાલ વિષે કેટલીક હકીકત આપેલી છે. એ હકીકતમાંથી તે વખતની કેટલીય ઐતિહાસિક પરિસ્થિતિનો ખ્યાલ પણ આવી શકે તેમ છે.

કવિ બાણ અને કાલિદાસ રાજ્યાશ્રિત કવિઓ હતા. હેમચંદ્રાચાર્ય રાજ્યાશ્રિત ન હતા પણ રાજમાં માન પામતા. એ ઉપરથી બાણભટ્ટ અને કાલિદાસની સાથે એમની તુલના કરવાનું સહજ મન થઈ આવે; પણ આવી તુલના કરવાથી એક તો જેના વિષે કાંઈ કહેવાનું હોય તેના વિષે સંપૂર્ણ રીતે કાંઇ કહી શકાતું નથી; અને બીજું એવી તુલનામાં પડવાથી દરેક વ્યક્તિનું જે વિશિષ્ટ તત્ત્વ તે અન્યાય પામે છે. બાણ અને કાલિદાસ જે અર્થમાં કવિ હતા તે અર્થમાં હેમચંદ્રાચાર્ય કવિ ન હતા. એ જ્ઞાનના નિધિ હતા અને એ જ્ઞાનસાગરના એવડા તો મહાન મુસાફર હતા કે કોઇ કવિપ્રદેશ—કેવળ કવિતાનો વૈભવ—એમને આકર્ષી શકતો નહિ. છતાં એમનું કવિત્વ પણ ઉત્કૃષ્ટ પ્રકારનું છે. એમની પોતાની રચેલી અનેક કૃતિઓના પરિચયથી પણ એ વસ્તુની ખાતરી થશે.

## કેટલાક પ્રશ્નો

હેમચંદ્રાચાર્યના સમગ્ર અભ્યાસ વિના જવાબ આપી ન શકાય એવા કેટલાક પ્રશ્નો એમના જીવનમાંથી ઉપસ્થિત થાય છે. પહેલો પ્રશ્ન એ છે કે સિદ્ધરાજ જયસિંહના સમયમાં એમનું સ્થાન શું હતું ? સિદ્ધરાજને કુમારપાલ પ્રત્યે દ્વેષ હતો ને આચાર્યે કુમારપાલ પ્રત્યે પક્ષપાત બતાવ્યો હતો તો એ રાજનીતિમાંથી કોઈ પણ પ્રકારની મુશ્કેલી ભોગવ્યા વિના એ શી રીતે બહાર આવ્યા ? કે એમણે રાજનીતિમાં ભાગ જ લીધો ન હતો ? હેમચંદ્રાચાર્ય વિષે વિશેષ માહિતી કોઈ શિષ્યોના ઉલ્લેખોમાંથી પ્રાપ્ત થઇ શકે

તેમ છે કે નહિ? એમની પોતાની કૃતિઓમાંથી વિશેષ જાતમાહિતી મળી શકે તેવું છે? કુમારપાલને રાજગાદી અપાવવામાં એમણે સક્રિય ભાગ લીધેલો ખરો કે નહિ? એમ સક્રિય ભાગ લીધો હોય તો સિદ્ધરાજ જયસિંહની છેલ્લી ઇચ્છા—કુમારપાલને ગાદી ન મળે—અને એને પરિણામે થયેલો થોડા દિવસોની પાટણની અંધાધૂંધીમાં આચાર્ય ક્યાં હતા? સિદ્ધરાજની ગાદીને વારસ સિદ્ધરાજનો પ્રતિપન્ન પુત્ર ચાહડ કોણ? આ ચાહડ* રાજગાદીનો ખરો વારસદાર

* આ પુસ્તકમાં (પૃષ્ઠ ૧૦૦ ઉપરની નોંધમાં) ચાહડ વિષે કેટલીક ચર્ચા કરેલી છે. ચાહડ કે ચારુદત્ત કે ત્યાગભટ સિદ્ધરાજ જયસિંહના સંબંધમાં આવેલ કોઈ સાચી વ્યક્તિ છે. એને ઉદયન મંત્રીના પુત્ર ચાહડ સાથે કાંઈ સંબંધ લાગતો નથી. શ્રી. રામલાલ મોદી એને સોમેશ્વર ચૌહાણ માને છે—એ વાત આગળ આપી છે. શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીના મત પ્રમાણે એ વસ્તુ માનવા યોગ્ય લાગતી નથી. (જુઓ એમનો લેખ ફા. ગુ. ત્રૈ. વર્ષ ૩, અંક ૩), જોકે એમણે આપેલું કારણ સબળ જણાતું નથી. એકમે બીજી વધારે વસ્તુ આ ચર્ચા પરત્વે લક્ષમાં લેવા જેવી લાગે છે. હસ્ત્યધિરોહણેન્દ્ર—એનો અર્થ કરતાં તે વખતની સૈન્યરચના લક્ષમાં લેવી જોઇએ. માલવરાજનું મુખ્ય બળ એના હાથીના સૈન્યમાં ગણાતું. એટલે ચતુરંગ સૈન્યમાં હસ્તિસૈન્ય વધારે અગત્ય ધરાવતું. એ સૈન્યનો ઉપરી ચાહડ સિદ્ધરાજનો પ્રતિપન્ન પુત્ર છે એ વસ્તુ વધારે ધ્યાન ખેંચે તેવી છે. ચાહડ પોતાને પ્રતિપન્ન પુત્ર ગણાવવાની હિમ્મત કરે છે એ વસ્તુસ્થિતિની પણ ઉપેક્ષા ન કરી શકાય. કુમારપાલ ગાદી ઉપર આવે છે—એમાં કુમારપાલને પરભારા ગાદી ઉપર ન બેસારતાં બીજાના હક્ક વિષેની ચર્ચા થતી જણાય છે. તેમજ માંગરોળની સોઢડીવાવના શિલાલેખમાં 'आचक्रम झटिति' આ શબ્દો કુમારપાલ

હતો કે નહિ ? જો ચાહડ રાજગાદીનો વારસ ન હતો તો એણે ગાદી માટે પોતાનો હક્ક રજૂ કરવાની હિમ્મત ક્યાંથી કાઢી ?

હેમચંદ્રાચાર્યે રાજકારણમાં એવો રસ નથી લીધો કે જેથી એમના સાધુધર્મ સાથે કોઇ પ્રકારનો અસંગતિદોષ

---

વિષે વપરાયા છે. એટલે કુમારપાલે ગાદી ખૂંચવી લીધી તેમાં મંત્રીઓએ મૌન રહીને સંમતિ દર્શાવી હોય ને સામંતોએ કૃષ્ણદેવના કહેવાથી કુમારપાલનો પક્ષ લીધો હોય. છતાં એક ગણનાયોગ્ય વર્ગ એની વિરુદ્ધમાં હતો. જો ચાહડ સામાન્ય વ્યક્તિ હોય તો આવો વિરોધ સંભવતો નથી. એટલે આ સઘળી પરિસ્થિતિનો એકસાથે ખ્યાલ કરવામાં આવે તો શ્રી. રામલાલ મોદીનો મત કે ચાહડ, સોમેશ્વર ચૌહાણ હોઈ શકે, કે શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીનો મત કે પ્રતિપન્ન પુત્ર એટલે પ્રીતિપાત્ર સેવકને પણ એમ કહી શકાય—એ બન્ને મત નિર્મૂલ બને. ચાહડ વિષે પ્રભાવકચરિત્ર, પ્રબંધચિંતામણિ, દ્વયાશ્રય, કુમારપાલપ્રબંધ, ચતુર્વિંશતિપ્રબંધ–વગેરે એટલાં જુદાંજુદાં સ્થળોમાં લખાણ છે કે સિદ્ધરાજની સાથે એનો કોઈ ને કોઈ રીતનો અગત્યનો સંબંધ તો ચોક્કસ હોવો જ જોઈએ. બીજી માહિતીને અભાવે પ્રતિપન્ન પુત્ર–કે ધર્મપુત્ર શબ્દનો અર્થ 'જેને પોતાના પુત્ર તરીકે સ્વીકાર્યો છે' એવો કરવામાં વાંધો નથી. કેવળ પ્રીતિપાત્ર નોકર વિષે આટલું બધું માન સંભવતું નથી.

પણ શ્રી રામલાલ મોદી કહે છે તેમ સિદ્ધરાજનો દૌહિત્ર એ ચાહડ ન હોઈ શકે. કારણ કે એમ હોય તો સિદ્ધરાજ પછી ગાદીવારસ વિષે ચર્ચા થઈ એમાં ચાહડને બહુ મોટા વર્ગનો ટેકો મળી રહેત ને પરિણામે પાટણમાં જ આંતરિક કલહ જાગ્યા વિના ન રહેત. પ્રતાપમલ્લ ને અજયપાળ વિષે બન્યું એ જ પાટણમાં બન્યું

જન્મે. કુમારપાલને એમણે બચાવ્યા—અને સાલંકીયુગના એક મહાન નૃપતિને ગુસ્સો ચડવાનો સંભવ થાય એવું કારણ આપ્યું—એમાં રાજકારણ નહિ, પણ દયાધર્મ જ બળવાન હતો. તો પછી હેમચંદ્રાચાર્યે અજયપાલ વખતે કોઈ પણ નિશ્ચયાત્મક વલણ બતાવ્યું હોય તે પણ સંભવિત લાગતું નથી. માત્ર એમના શિષ્યોના અવિવેકથી એમની વાણીનું

---

હોત. એટલે ચાહડ સિદ્ધરાજનો પ્રતિપન્ન ને પ્રીતિપાત્ર પુત્ર છતાં, ગમે તે એક કારણને લીધે, એનો હક્ક ન ટકી શકે એવું સરદારો ને સુભટો માનતા લાગે છે. એને કોઈ ટેકો આપતું નથી ને એ નાસી જાય છે. આ કારણ કયું હોઈ શકે? ભીમદેવ સોલંકીનો મોટો પુત્ર ક્ષેમરાજ હતો, છતાં તે પણ્યાંગનાનો ને ભોગિનીનો પુત્ર હોવાથી ગાદી ઉપર આવી શકયો ન હતો એ પ્રસિદ્ધ વાત છે. સિદ્ધરાજને કુમારપાલ પ્રત્યે અરાગ હતો એમાં આ કુલાભિમાનનું પણ એક કારણ હતું. કુમારપાલ ગાદી ઉપર બેઠો છતાં સામંતો એકમનથી તેના પક્ષમાં નથી રહી શકતા તેમાં પણ આ એક કારણ છે. કુમારપાલની જૈનધર્મ પ્રત્યેની અભિરુચિ પ્રસિદ્ધ હતી. નડૂલ જૈનધર્મનો મહાન કિલ્લો ગણાતો. છતાં ત્યાંનો કેલ્હણ—કુમારપાલની વિરુદ્ધ હતો એ પણ કુમારપાલના હીન જન્મસ્થાનને અંગે હોય. એ ઐતિહાસિક ઘટના ચાહડના સંબંધમાં પણ કેમ કામ ન કરી ગઇ હોય? સિદ્ધરાજનો આ પુત્ર એની કોઇ રખાત રાણીનો કેમ ન હોય? મુનિશ્રી જિનવિજયજીએ તો એને 'ચતુર્વિંશતિપ્રબંધ' પ્રમાણે માલવરાજપુત્ર હોવાનું વધારે સંભવિત માન્યું છે. (જુઓ: પ્રાચીન જૈન લેખ સંગ્રહ, પૃષ્ઠ ૯૦–૯૨) આ ઘટના સાથે બીજી પણ એક ઘટના વિચારવા જેવી છે. ભાવબૃહસ્પતિને કેટલાક લેખકોએ શિથિલ ચારિત્રનો માન્યો છે. આ ભાવબૃહસ્પતિ શિથિલ ચારિત્રનો હોવાનું તો કદાચ દ્વેષને લીધે જ લખાયું હોય. પણ એ માલવાના

એવું રૂપાંતર થયું હોય. પ્રો. હીરાલાલ કાપડિયાએ મૂકેલા બીજા પ્રશ્નો પણ ધ્યાન ખેંચે તેવા છે: એમણે એક પ્રશ્ન મૂક્યો છે: (જુઓ એમનો લેખ: કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરિ એટલે શું ? ફા. ગુ. ત્રૈ. વધારો વર્ષ ૩. અંક ૪) 'એમના જીવનની આસપાસ જે દંતકથાઓ ગૂંથાયેલી છે તે દંતકથાઓનો સંબંધ અન્ય કોઈના જીવન સાથે પણ જોવાય છે કે કેમ ?'

---

રાજવંશમાં એક રાજગુરુ તરીકે હતો; એટલે એના હાથમાં શિક્ષણનું કાર્ય પણ હોય; માલવા ઉપર સિદ્ધરાજે ચઢાઈ કરી ત્યારે સિદ્ધરાજ ત્યાં બાર વર્ષ રહ્યો હતો. માલવની કોઈ રાજપુત્રીને પરણવાની સિદ્ધરાજની મહત્ત્વાકાંક્ષા હતી, એમ દંતકથા છે. માલવવિગ્રહ પૂરો થયા પછી ભાવબૃહસ્પતિ સિદ્ધરાજનો પ્રીતિપાત્ર બની સોમનાથ જાય છે. આ આખી ઘટનાની કડીઓ સાંધતાં એમ ન કાઢી શકાય કે માલવની કોઈ રાજપુત્રીનો સિદ્ધરાજથી થયેલો પુત્ર તે આ ચાહડ હોય–ને એ દંતકથાને આધારે જ ભાવબૃહસ્પતિનું માન બીજા પંડિતોએ ઓછું કર્યું હોય ? અને ચાહડનું રાજકુલ આમ શંકાસ્પદ હોવાથી કેટલાક સામંતોએ એને ટેકો ન આપ્યો હોય. એક બીજી વસ્તુ પણ આ સંબંધે યાદ રાખવા જેવી છે. ચાહડ જે હિમ્મતથી પોતાનો હક્ક રજૂ કરે છે તે હિમ્મત–જેને રાજાએ કેવળ પુત્ર ગણ્યો હોય તેનામાં સંભવતી નથી. તે જમાનામાં રખાતનો પુત્ર હોવો કે વેશ્યાનો પુત્ર હોવો એ બહુ નિંદાભર્યું લાગતું નથી. એટલે તો ચાહડ પોતાની વાત રજૂ કરી શકે છે. 'મોહપરાજય'ની પ્રસ્તાવનામાં શ્રી. દલાલ આપે છે તેમ वेश्याव्यसनं तु वराकमुपेक्षणीयम् । न तेन किंचिद्गतेन स्थितेन वा ॥ એ સમયની એવી પારિસ્થિતિમાં ચાહડ સિદ્ધરાજની કોઈ રખાતનો પુત્ર હોય એ વધારે સંભવિત છે.

સિદ્ધરાજના આ પુત્રની બહાદુરી તો પ્રબંધકારોએ જ વર્ણવી

હેમચંદ્રાચાર્યનું જીવન અને કવન એટલું વિશાળ છે અને એ જીવન અને કવનને એમણે સર્વસામાન્યહિતમાં એવી રીતે ઓતપ્રોત કર્યું છે કે એના સમ્યક્ અભ્યાસથી ગુજરાતી સાહિત્યની તેમ જ ગુજરાતના ઇતિહાસની કેટલીક નવીન દિશાઓ અને દૃષ્ટિઓ મળી શકે તેમ છે. એ રીતે તો એક 'હેમચંદ્રઅભ્યાસસંશોધનમંડળ' સ્થપાય—અને

---

છે. અર્ણોરાજ જેવાએ એનો પક્ષ લીધો એમાં પણ એ બહાદુરી કારણરૂપ હશે. હેમચંદ્રાચાર્યના 'છંદોનુશાસનમાં'થી [નિર્ણયસાગર આવૃત્તિ પૃષ્ઠ: ૪] શ્રી. મધુસૂદન મોદીએ દર્શાવેલા બે શ્લોકો આ સંબંધે આંહી ટાંકવા યોગ્ય છે:

सिद्धनरेन्द्रनंदन भवद्विपक्षनगरे
संप्रति सौधभित्ति लिखितास्तुरंग चमूः।
वीक्ष्य नितांतकोपकुटिलेक्षणा प्रति मुहुः
शृंगविघट्टनैर्विघट्टत्यरण्यमहिषी ॥

આ 'સિદ્ધનરેન્દ્રનંદન' કોણ?

दिक्षु चक्षुरनिलहृतकुवलयतरलं
प्रक्षिपंत्यतनुमृगपति निनद चकिता।
सिद्धराजसुत भजति मृगयुवति तुलां
सांप्रतं वनभुवि तव रिपुनृपललना ॥

આ 'સિદ્ધરાજસુત' કોણ?

પ્રસ્તુત પુસ્તકમાં આ ચર્ચાને વધારે લંબાવાય તેમ નથી. પણ ચાહડ નામે સિદ્ધરાજનો કોઈ ધર્મપુત્ર સોલંકી ઇતિહાસનું એક અગત્યનું પાત્ર છે. એ તો આ ઉપરથી સિદ્ધ થાય છે. એના વિષે વિશેષ ચર્ચા યોગ્ય સમયે થશે.

તેણે રચેલી કૃતિઓનાં અભ્યાસઆલોચના થાય તો હજી ઘણો વધારે નવો પ્રકાશ મળે તેમ છે.* કારણ કે હેમચંદ્રાચાર્ય, એમના શિષ્ય દેવચંદ્રના શબ્દોમાં કહીએ તો 'विद्यांभोनिधिमंथमंदरगिरिः श्री हेमचन्द्रो गुरुः।' છે. અને એ જ્ઞાનસાગરને જેટલું વધારે મંથન કરે તેટલું વધારે ફળ મળે તેવું છે.

* શ્રી. મધુસૂદન મોદીકૃત તૈયાર થઈ રહેલી 'હેમસમીક્ષા' આ દિશા બતાવનાર થઈ પડે. અને ત્યાર પછી પણ વિશિષ્ટ વિષયોનાં ગ્રંથપ્રકાશનો આવી સંસ્થાઓ દ્વારા થાય, તો એથી ગુજરાતી સાહિત્યની અણમોલી સેવા કરી ગણાય.

## ગ્રન્થસૂચિ [ મુખ્ય ગ્રંથોની ]


૧. Bombay Gazeteer Vol. ix (ii)

૨. Introduction to Kavyānus'āsana of Hemachandra : R. C. Parikh.

૩. શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી ; મધ્યકાલીન ગૂજરાતનો ઇતિહાસ, વિભાગ ૧ અને ૨ [ ગૂ. વ. સો.નું પ્રકાશન ].

૪. Inscriptions of Gujarat: Vol. I and II [ Forbes Sabha, Bombay. ]

૫. શ્રી મોતીચંદ કાપડિયા : હેમચન્દ્રાચાર્ય : [ ડૉ. બુહ્લરના જર્મન ગ્રંથનો ગૂર્જર અનુવાદ. ]

૬. પં. બેચરદાસ : હેમચંદ્રાચાર્ય

૭. Buhler : Life of Hemachandra. Translated from the original German by Dr. Manilal Patel. [ Singhi Series. ]

૮. मेरुतुंग : प्रबन्धचिन्तामणि : सं. मुनिश्री जिनाविजय [ Singhi Series. ]

૯. राजशेखरसूरि : प्रबन्धकोष : सं. मुनिश्री जिनाविजय [ Singhi Series. ]

૧૦. पुरातनप्रबन्धसंग्रह : सं. मुनिश्री जिनविजय. [Singhi Series. ]

૧૧. મેરુતુંગઃ પ્રબંધચિંતામણિ [ગૂજરાતી અનુવાદ: શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી. પ્રકાશક–ફાર્બસ સભા, મુંબઈ]
૧૨. રાજશેખરસૂરિ: પ્રબન્ધકોશઃ [ગૂજરાતી અનુવાદ: શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી. પ્રકાશક–ફાર્બસ સભા, મુંબઈ]
૧૩. પ્રભાચંદ્ર : प्रभावकचरित [નિર્ણયસાગર પ્રેસ : મૂળ સંસ્કૃત ગ્રંથ]
૧૪. પ્રભાચંદ્ર પ્રભાવક ચરિત [ગૂજરાતી અનુવાદ : જૈન ધર્મ પ્રસારક સભા, ભાવનગર.]
૧૫. [सोमेश्वर : कीर्तिकौमुदी] Bombay Sanskrit Series
૧૬. સોમેશ્વર : કીર્તિકૌમુદી [ગૂજરાતી અનુવાદ : ગિરજાશંકર આચાર્ય]
૧૭. सोमप्रभः कुमारपालप्रतिबोध
૧૮. સોમપ્રભ : કુમારપાળપ્રતિબોધ [ગૂજરાતી અનુવાદ: જૈન ધર્મ પ્રસારક સભા, ભાવનગર]
૧૯. यशःपालः मोहराजपराजयम् [ગાયકવાડ ઓરિયેન્ટલ સીરીઝ, વડોદરા]
૨૦. यशश्चन्द्रः मुद्रितकुमुदचंद्रप्रकरण (જૈન ધર્મ પ્રસારક સભા, ભાવનગર]

*** આ ઉપરાંત હેમચંદ્રાચાર્યનાં પ્રકટ થયેલાં પોતાનાં પુસ્તકોનો વારંવાર ઉપયોગ થયો છે: અને નાગરીપ્રચારિણીસભાના પુરાતત્ત્વાંકો, ફા. ગુ. સ. નાં પ્રકાશનો ને ત્રૈમાસિકના અંકો, પ્રસ્થાનના અંકો, બુદ્ધિપ્રકાશના અંકો, વસંતના અંકો, શ્રી. મોહનલાલ દેસાઈ કૃત 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ,' 'પ્રાચીન જૈન લેખ સંગ્રહ' અને અન્ય સાધનો પણ ઉપયોગમાં લેવાયાં છે; જે માટે તે તે પ્રકાશકો ને લેખકોનું ઘણું ઋણ છે.

# શબ્દસૂચિ

## નિર્દિષ્ટ પુસ્તકો

## વિદેશી નામો



## ટિપ્પણુની સૂચિ

## નિર્દિષ્ટ પુસ્તકો

## વિદેશી નામો

## ધૂમકેતુની 'યુગદર્શન ગ્રંથમાળા'

## જીવનચક્ર

શ્રી ધૂમકેતુનાં સંસાર, સમાજ અને સાહિત્ય ઉપરના ચિંતન લેખોનો અભિનવ સંગ્રહ
સવા રૂપિયો

## સર્જન અને ચિંતન

શ્રી ધૂમકેતુની શૈલીનાં ઉચ્ચત્તમ શિખરો નિહાળવા માટે આ પુસ્તક જોઈજવું જોઈએ 'સેનાની નર્મદ' જેવા લેખો એમાં પ્રગટ થયા છે.
૨૫૬ પૃષ્ઠ બે રૂપિયા પાકું પૂંઠું

## ત્રિભેટો

નવી વાર્તાઓના આ સંગ્રહ વિશે કાંઈ વિશેષ કહેવાપણું હવે રહ્યું નથી. દોઢ રૂપિયો

## રજકણ

શુભ પ્રસંગે ભેટ આપવા લાયક, અત્યંત મનોરમ શૈલીમાં લખાયલાં સુંદર સચિત્ર વિચાર મૌક્તિકોનું પુસ્તક
બે રૂપિયા

## જલબિંદુ

ધૂમકેતુની જલબિંદુની ગદ્યશૈલી ગુજરાતી સાહિત્યમાં હજી સુધી અજોડ રહી છે. એમાં વિરલ પ્રસંગનું મનોરમ નવલિકા જેવું રૂપાંતર પામેલું ભાવનાશીલ સુંદર ગદ્ય છે.
ત્રણ રૂપિયા

## પગદંડી

પ્રવાસવર્ણનોનું આ પુસ્તક વાંચનાર ઘડીભર પોતાનું સ્થળ ભૂલી ગિરનાર, નૈનીતાલ, દાર્જિલિંગ, હિમાલય, નર્મદાના આરસ પહાડો, ભુવનેશ્વરમાં વિહરે છે. ચિત્ર ફોટો ત્રીસ.
બે રૂપિયા